# શામળશાનો મોટો વિવાહ.

## બે બોલ.

સાહિત્યમા ચાલુ પ્રકટ થયેલ પ્રેમાનંદ કૃત મોટો શામળશાનો વિવાહ પુસ્તક આકારમાં ઈલાહીદા પ્રસિદ્ધ કરતા અમો આનંદ થાય છે. શામળશાનો વિવાહ એ પ્રેમાનંદે નરસિંહ મહેતાના જીવનના બનાવો ઉપર રચેલા કાવ્યોમાનું એક છે, અને તે રીતે જોતા બીજાઓ સાથે ઘણું સામ્ય છે. એ ખરૂં છે કે મામેરા જેવી સરળ અને આકર્ષક શૈલી અહીં જોવામા આવતી નથી, તોપણ ' વિવાહ ' મા ઉંચી જાતનો હાસ્ય રસ ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. ને હાસ્ય રસમાં પણ માર્મિકપણું ભેળાયલું છે

વાચનારને એક બીજી વાત જણાયા વગર રહેશે નહીં. પ્રસ્તુત કાવ્યમા પણ પ્રેમાનંદનુ દેશાભિમાન અને ભાષાભિમાન ઝળક્યા વિના રહ્યુ નથી પ્રેમાનંદ ફક્ત કથા કરી પેટ ભરતો હતો, અને તે વૃત્તબદ્ધ કવિતા કરી શકતો નહોતો તે મનસ્વી મતને આથી છેવટનો સખત ફટકો વાગશે. ગુજરાતીને બોલતા તે કહે છે, કે

હસ્તિનાપુર ને જોયા ઈંદ્રપ્રસ્ત રે, અયોધ્યા જોયા મંદિર સમસ્ત રે<br>
ફરતા આવ્યા ગુર્જર દેશે રે, સાપ વંકે થઈ દરમા પેસે રે.<br>
પ્રથમ ન જાણી ગરવી ગુજરાત રે ન જાણ્યુ જ્યા છે જાત ને ભાત રે,

× × ×

આવ્યા ઠેકાણે દીક્ષિત દક્ષ રે, જન્મ ભૂમિ ભાળી ખીલ્યાં ચક્ષ રે,

× × ×

પાન ૧૪૧

વળી ગ્રંથ સમાપ્ત કરતા સંસ્કૃત ને અપભ્રંશ ( ગુજરાતી ) ની સરખામણીના તે ઉતરે છે ને કહે છે, કે

× × ×

નિસની ભાષા શુ ભ્રષ્ટ થયેલી, નથી બોલતા અમ રે !

× × ×

તૃપ્ત હોય તેને તૃપ્ત કરેથી, કહો કંઈ ફળ થાય રે<br>
સ્વભાષા અપૂર્ણ રાખી, ધાયા તેને કેણ ધાય રે<br>
જો ઈચ્છા હોય તમારી, તો ગા તે વૃત્તમા શ્લોક કહીએ રે<br>
જેટલો શ્રમ પ્રાકૃતમા છે, તેટલો શ્રમ સંસ્કૃતમા ન લહીએ રે.<br>
શબ્દનો સાગર જેમા ભરિયો, દરિયા માટે કોણ દુખી રે<br>
અલ્પ શબ્દના સરોવરમા ઝીલવુ મન તમે કોણ સુખી રે

× × ×

ગુર્જર દેશ ગરવો ઘણો × × × ઈત્યાદિ

પાન ૨૪૬—૪૭

આવા સુંદર ને સહૃદયપણુ થી શોભતા વાક્યો કલ્પનાના ને સંસ્કારવાળા હૃદય શિવાય લખી શકાય કે કેમ તેનો વિચાર કરવો જોઈએ બીજા કશા માટે નહીં તો આટલી હકીકત માટે પણ આ કાવ્ય કીમતી છે, ને તેને પ્રસિદ્ધિમા લાવી રા. બ. હરગોવિંદદાસે તેમની સાહિત્ય—સેવામા વધારો કર્યો છે

છેવટે રા. ધનસ્યામ બાપુભાઈ નેવે બીજી ખૂટતી નકલ આપવામા તથા તેની ટીકા લખવાના કામમા જે કીમતી મદદ કરી છે તે માટે તેમનો આભાર માની આ કાવ્ય ગુજરાતી પ્રજાના ઉદાર હાથમા મુકવામા આવે છે

મગન હ. કાંટાવાળા.

# પ્રસ્તાવના.

મહા કવિ પ્રેમાનંદના જીવન ચરિત્ર માટે જે જે શોધ મેં જાતે કરી હતી, તમાં એક દંત કથા એવી હતી કે વડોદરાના નાગર લોકોએ તેને ચીડવવા માટે જાફતનું ખોટું ઇજન આપ્યું હતું, અને તેથી એ કવિએ પ્રથમ "નાગર નિંદા" નામનો ગ્રંથ લખવા માંડ્યો, પરંતુ તેનાં ગુરૂને એ વાત પસંદ ન પડવાથી લખેલો ભાગ ધુણીમાં નાંખી બાળી દીધો, અને તેને ખૂબ ઠપકો આપ્યો. તે પછી ગુરૂએ માર્મિક લખાણ અથવા મીઠી મજાક કરવા તેનો આગ્રહ જોઇ પરવાનગી આપી, તેથી તેણે શામળશાનો મોટો વિવાહ રચ્યો. આ દંતકથા કવિના જીવન ચરિત્રમાં તેમજ વિવાહની શરૂઆતમાં મેં સંક્ષિપ્ત રીતે દર્શાવી છે.

હાલ વડોદરામાં મીઆં મહમદની વાડીની વચલી પોળમાં જેમાં પ્રેમાનંદની ખડકી આવી છે તેમાં રહેનાર જોશી હરિહરના દીકરા ગંગાશંકર પાસેથી મળી આવેલા ચોપડામાં આ વિવાહ રચવાનું કારણ કવિતા બદ્ધ આપેલું મળી આવ્યું છે, તે નીચે અસલ પ્રમાણે આપું છું, તેથી ચાલતી દંતકથાને પુષ્ટિ મળે છે એટલુંજ નહીં, પણ તેમાંથી કેટલીક નવી બાબતો જણાઇ આવે છે.

## કવિતા.

શ્રી પરમાનંદ પ્રભુને નમસ્કાર કરી, કહું વિવા એક પ્રસંગ;
દેવ હારે ગુણ ગણતાં તો, પછે માનવનું કોણ મંન. ૧*

ગદ પદ જાણું નહી મુરખમાં મુરખ, હું એક બામણ;
વાત સંભારવા હું લખું, રખે કવિના ધારતા મંન. ૨

મામેરૂં હુંડી હારમાળા કરી જેણે, મહાન મહા શ્રેષ્ટ કવિયે;
હું કવિ કંઇ કહું નહી, એનો કેવો વિચાર ધરિયે. ૩

તઇણે ગ્રંથમાં હાસ્ય કીધું, માટે નાગરને ચઢી રીસ;
દુધ પાઇને સાપ ઉછેરો, તે કરડવા આવો શીશ. ૪

સર્વે મલી સંપ કરી એક દિન, તેડ્યા પરમાનંદ પ્રભુને;
કડવાં ફેરવતા કપટ કીધું, તેથી બોલાવ્યા કવિ ભુપને. ૫

એક સુંદર બેઠક કરીને, તાં તેડવા એક આવીઓ;
પાંચ છો બીજા માણસ, એક બે શિષ્ય કવિ ગીઆ. ૬

આદર માન કરીને બેસાડા, માન પાન આપી નાગર બોલા;
ટોલે ટોલાં મલી નાગર નારી, જોવા કુંકુમલાં વોલાં. ૭

કેટલીકે બાલ રડતાં મેલાં, કેટલીએ ઘણી ઘર કામ;
પ્રેમાનંદની કથા સુણવા, આવી દોડી જાણી નામ. ૮

પછે એક મુસદી મહેતો બોલા, સુણો મોટા કવિ રાય;
અમો તમને ધન ધાન આપું, વળી જમાડું મિષ્ટાન. ૯

---

* કડી સંખ્યા મુજબ નથી.

ચોખા ચાલના મનમાં લહી, અમો વિના સ્ત્રી પૂરી આવવા દીજે;
તારે કહો પ્રભુ હાથ જોડું, અમારી થેકડીઓ કરો એ શું છે. ૧૦
કઠોર કોહો નઠોર કોહો, વળી કોહો ઠગ નાગર કેહે થયું આવડું;
વલી ઘણી ઠેકાણે લીહ વાલી, અમે શું બગાડયું આવડું. ૧૧
આ સુણી પ્રેમાનંદ પ્રભુ બોલિયા, સ્મીત હાસ્ય કરીને;
મેં જાણે જોઈએ નથી કીધું, પણ એ કવિ સ્વભાવ ધરીને. ૧૨
જુઓ દ્દષ્ટાંત કહું એક હું, તમે મનમાં કરજો;
આ સુણી તમે સર્વ મનમાં, કપટ રહિત વરણુન ધરજો. ૧૩
જ્યાં કથા કેવા માંડી પ્રભુએ, કે નાગરીઓ દોડી દોડી આવી;
પાણી પીનારે પાણી મેલ્યું, રાંધનારીની કડી ઉભરાઈ ગઈ. ૧૪
કોણે બાલ ધવરાવ્યાં નહીં, ધણીને છોડી સુણવા ગઈ;
કારે કહેશે કારે કહેશે, એમ ચાતકવત થઈ. ૧૫
પરમાનંદ કહે સુણો સરવે, કહું કવિ મોટાની વાત;
હું તેવો નથી પણ આ તો, પ્રસંગે કેવી પડે છે વાત. ૧૬
એક મોટા કવિ બામણુ ભટજી, તેનો મયુર કહીએ સાલો;
તે પણ કવિઓમાં ધુરંધર, આ વાત સુણી કપટ ટાલો. ૧૭
એકદા બાણુ ભટની નારીને, નાથ સાથે ટંટો થીઓ;
મુક કંકાશ ઘણું ઘણું સમજાવી, તોય પણ આખી રાત રીઓ. ૧૮
એવે સમે એક કૌતક થયું, સુણજો તમે સહુ બાઇ;
મયુર સાલે એક નવીન કવિતા કરી, તે બતાવા ગયો પ્રાત માંઇ. ૧૯
પો ફાટતાં પેહેલો ગીઓ, બારણાં દીધેલાં જોઇ ઉભો;
મંદીર માંહે ગરબડાટ થાયે, મારે બહાર થોભો. ૨૦
બાણુ ભટજી એક સલોક બોલ્યા, તે તો તમે સુણો;
તે પુરો સાલે કર્યો આ સુણી, પછી તમે ધૂણો. ૨૧

## श्लोक.*

बाणः–गत पायारात्रिः कृश तनु शशि शीर्यत इव ।
प्रदीपोऽयं निद्रावश मुपगतो घूर्णित इव ॥
प्रणामां तो मानस्त्यजसिन तथापि कुध महो ।
मयूरः–कुच प्रत्यासत्या हृदयमपिते चंडि कठिनम् ॥

---

* અર્થ–બાણે પોતાની સ્ત્રીને કહ્યું.—હે સ્ત્રી, રાત હવે પૂરી થવા આવી છે, ચંદ્રમા જાણે કરમાઈ જતો હોય તેમ કૃશ થઇ ગયો છે; આ દીવો જાણે ઉંઘ આવી હોય અને ડોલાં ખાતો હોય તેવો થઇ ગયો છે, સ્ત્રીઓની રીસ સ્વામી નમે ત્યાર પછી રહેતી નથી; એમ છે તથાપિ તું તારી રીસ છોડતી નથી. ચોથું ચરણ સ્ત્રીનો ભાઇ–મયૂર બહાર ઉભો પૂરું કરે છે.

હે ક્રોધી સ્ત્રી સ્તનની પડોશમાં રહે છે માટે તારું હૃદય પણ કઠણ થયું હોય એમ લાગે છે!

જુઓ આવું બેનને કહ્યું, પણ ના રહ્યું ભાઇને ભાન;
એમ ગાંડા અર્થ પ્રાસ લાલિત માટે, શું કહું વારંવાર. ૨૨
એમ રજપુત એવા ગાંડીઆ, શસ્ત્ર વાપરે આવે દાવે;
માટે ડાહીના ઘેલા કહ્યા, ભાઇ કવિને ખોટું ન ભાવે. ૨૩
હું લખતા જ્યારે બેસું છું, તારે એમને એમ લખાય;
ઘણાં તમ લખણ આગો દાંકું, પણ ઘણામાં કેટલાં ઢંકાય. ૨૪
નાગર કેહે વારૂ વિચારજો, છે નાગર સાથે કામ;
પ્રેમાનંદ કહે શું બીવડાવો મને, આ ધર્યું રહ્યું તમ ધામ. ૨૫
એમ કહીને જેવે ચાલ્યા, કે નાગરીઓએ ખોળા પાથરા;
પ્રભુતમે જાઓ તો અમે પ્રાણ કાઢું, કો કેહે કંથને કેમ ફાટયા આતડા. ૨૬
નારી ચક્ષણ નાગરોમાં, તે જાણે સરવે જગત;
અસ્ત્રી મન મનાવા કારણે, નાગરે વિચારી તક. ૨૭
હાં માં કરી સમાધાન કીધું, ખુશી કરી કાઢ્યા કવિ;
કમલિની પેર નાગરી દુઃખી, એકને કવિ એકને રવિ. ૨૮
પ્રભુ મંદર પધારીઆ, જેને નહીં કુડ ને કપટ;
કપટીએ કપટ કીધું, તેનું થઇ ગયું ચપટ. ૨૯
નાગર સરવે ભેગા થીઆ, વિચારી પછે વાત;
મસલત કરી વેરાઈ ગયા, હવે જુઓ કવિના હાલ. ૩૦
ઘડી ચાર દિવસ ચડ્યો, ત્યારે આવ્યો એક નાગર;
માં'રાજ મીજબાની છે મારે, જમવા આવજો સાર. ૩૧
મહા મહા પ્રયત્ને હા કેહેવડાવી, તે દિવસ જમવા જવું'તું,
માલપુડાનેદુધપાકજમણહતુંતહીં, પણકેહેવાઆવનારેવનાતકરીપાછુંફેરવું'તું. ૩૨
જમણના લોભી કવિ નહીં, જેને આનંદ ઉપર પ્રીતિ;
મિષ્ટાન છોડી કબુલ થયા, ઘણાને રૂચી નહીં એ રીતી. ૩૩
ભાવના ભુખ્યા માટે, તેને હા કહી જગા પૂછી;
તે કેહે અરણીના હનમાન છે, તમે ગાડીએ આવજો માં થાઓ દુઃખી. ૩૪
જો ગાડી આવતાં વાર થાય તો, થોડે ચાલી આવજો;
દુઃખ વેઠજો મારે માટે, એક બે શીષને લાવજો. ૩૫
આવું કહી તે તો ગયો, સર્વે પુછું સહી કે શિયાળ;
પેલો કેહે રાગ બાણ ફરે તો, હું પાછો ફરૂં હાલ. ૩૬
ગોઠવણ કરી સરવે ગયા, પેતપોતાને ધામ;
સોંપેલું કામ કરવા ઉભા, જેનાં પુરેલાં ભાગ. ૩૭
હવે બીજે દિવસે ખરે મધ્યાને, વસંત ઋતુની માંય;
ગાડી આશે શિષ્ય સાથે, જમવા ગયા પ્રભુ ત્યાંય. ૩૮
ગામ મૂકું પછે એક બે ખેતરવા, ચાલ્યા પ્રેમાનંદ;
હમણાં ગાડી આવશે, ગાડી નહીં પણ આવ્યા હનુમંત. ૩૯

ત્યાં એક બે નાગર બેઠેલા, તે કેહે પ્રભુ થયા દુઃખી;
ગાડી આવી નહીં તેમાં વલી, જમવાની જગા બદલી. ૪૦
પાણી છાણી પીના પછે, કવિ કેહે કેમ થયું;
ખોટાં ખોટાં કારણ બતાવ્યાં, કેહે વૈજનાથમાં ઠર્યું. ૪૧
ત્યાંથી ચાર ગાઉ લાંબે સુણી, કવિ મનમાં ભડકા;
એક કહે હું વેઠે ગાડું લાવું, તમે ચાલો ધીમા ધીમા. ૪૨
બપોરી થોડીક ગાળી, પછે કવિરાજ ઉઠયા;
તરસ છીપી પણ ત્યાંથી ચાલ્યા, કવિવર ભુખ્યા. ૪૩
ચાલતાં પંથ કપાય તેથી, પ્રભુ આવી પોહોત્યા;
દંતેસરની વાટે વળા, કવિ કહે ભાગ ભાઇ પેલા આવ્યા. ૪૪
બીજો કહે ધર્યો રહ્યો તે, હું એક ગાડી લાવું;
કવિ કહે જો જો પેલા પેર જાતાં, પેલો કેહે ના ઝટ આવું. ૪૫
ચાલતા થાઓ હું આવી પોતો, નહી લાગે વાર;
વેહેલા આવો કહી કવિ ચાલ્યા, વાટે નીકળી કાવતાની વાત. ૪૬
શીશને સમઝાવવામાં, પોતે થઇ ગયા મગન;
એવે દંતેસર સમીપ આવ્યા, પછે સાંભર્યા પેલા મંન. ૪૭
અરે ભાઇ વર ને વળાવું ગયું, આ તે શું થયું આજ;
પરસેવે બંડી પલળી, ધ્રુજે પીળા થયા મહારાજ. ૪૮
આંહાં તુસે ગામમાં આવ્યા, પછે ગયા મહાદેવમાં;
ત્યાં એક વાધરીને પૂછ્યું, તે કેહે હા આવ્યાતા ધામમાં. ૪૯
પણ અહીં લડવાડ થઇ, માટે ભીમનાથ સરવ ગયા;
કવિ નિરાશ થઇ બેઠા તહીં, દેખીએ તો આવે દયા. ૫૦
પાણી પી ટાઢા પડી, કપટ મનમાં કળ્યા;
સ્તુતિ કરી મહાદેવની, નાગ સુણી લોક મળ્યા. ૫૧
કો કેહે મારે ઘેર ના મારે ઘેર, ચાલો પ્રભુજી મારા;
કવિ કેહે મારે કામ અગત્યનું, મન મનાવી પાછા વળા. ૫૨
ત્યાંથી આગળ ચાલીઆ. શીશ કેહે કેમ કરવું;
પ્રેમાનંદ કહે ભીમનાથ જવું, આમે એમનું પુરૂં કરવું. ૫૩
એક શરીરે સારો શીશ બોલો, અહીંથી જઇ મારૂં દશ વીશને;
પ્રેમાનંદ કેહે એ કામ ન આપણું, આપણ પ્રિછવું જગદીશને. ૫૪
એમ વાતો કરતાં આવીઆ, ભીમનાથે ઘણું થાકયા;
કોમળ પગ પાકા ગુમડા જેવા, દુઃખ મનમાં બહુ લાગ્યા. ૫૫
મહાદેવમાં આવી દર્શન કીધું, પછે આમ તેમ જોયું;
એક સાધુએ સમાચાર કહ્યા, તમારે જમવાનું જંગલેશ્વર હોયું. ૫૬
પ્રેમાનંદ કહે ઠીક નાગરાઇ કરી, હું મનથી કેમ સોચું;
ચાલો જંગલેશ્વર જઇએ, જે થાકયા તે થાઓ ઓછું. ૫૭

શિશ કેહે પ્રભુ આપ કષ્ટાશો, માંદા પડશો નકી;
પ્રેમાનંદ કેહે નિશ્ચે કરવો, જઇએ કયાં કયાં મોકલી વકી. ૫૮
મહા મહા દુખે તડી આવ્યા, બેસતા બેસતા કવિ;
વાટ ખુટવા માટે કેહે પ્રભુ, કથા શિશને નવી નવી. ૫૯
જંગલેશ્વરમાં આવીઆ, ત્યાં ગળ્યા સમાચાર;
અહીં હતું પણ ફેરવ્યું, ભગવંતરાયને ત્યાં નિરધાર. ૬૦
વાર કહી વળા ત્યાંથી, આવ્યા ભગવંતરાયને ધામ;
તાળાં અડકાવીને ગયેલા ચાલી, પ્રેમાનંદ કહે ઠીક કીધું કામ. ૬૧
આડોશી પાડોશીને પુછીઉં, ભાત આ બાઇ કયાં ગયા;
પત્તાની પીછાન પડી નહી, એટલે કવિ આવ્યા ઘેર. ૬૨
બાર ગાઉની મજલ થઇ તેથી, તાવે કીધી મેર;
એક બે દીવસ માંદા રહ્યા, તોય સમણામાં નાગર નામ. ૬૩
શું કરૂં શું કરૂં એવું જંપે, પણ કરવાનું સુઝે નહી કામ;
શિશની સલા રૂચે નહી, આખર ધાર્યું મનમાં. ૬૪
નાગરોમાં અગ્રેસરને તેડી, નાત ભેગી કરવા કહી;
તેણે જઇ સરવેને કહ્યું, કવિ નાગરી નાત ભેગી કરે છે. ૬૫
નાગર કહે તૈયાર છીએ, શું નાગર કોઇથી ડરે છે?
સમય થયે જોવા અરથે, કામ કાજ મુકી સહુ આવ્યા. ૬૬
બે ચાર શિશની સાથે, પ્રેમાનંદ પ્રભુ પણ ત્યાં આવ્યા;
બેઠા નહી કોઇ શું બોલ્યા નહી, માત્ર રાતી આંખે બોલ્યા એમ. ૬૭
નાગર શબ્દના ત્રણ અક્ષર, તેથી ત્રણ સહસ્ર છિદ્ર કરૂં જાણ;
એક અક્ષરના એક હજાર, રૂપ તમારાં પ્રકાશું. ૬૮
જેવા ઉચ્ચ તેવા નીચ કરૂં તો, નામ પ્રેમાનંદ સાચું;
કવિએ આમ કર્યું આમ કર્યું, તે સકારણ કહી ત્યાં વાતો. ૬૯
હું કવિ નથી પણ આટલું કરશે, ઇશ્વર અન્યા જોઇ આ તો;
કવિએ કવિની કથા કરી તેનાં, નામ ઠામ હું મુરખ નવ જાણું. ૭૦
પછે કોહો કેમ કરીને, આ સ્થળે અમો આણું;
જેવું તેવું માની લેશું, નથી શ્રોતા કાજે. ૭૧
નાગરો કહે જે થાય તે કરજો, કાલે કરતા તે કરો આજે;
વાર કહી વળ્યા ત્યાંથી, જઈ ધ્યાન ગુરૂનું ધરીયું. ૭૨
"નાગર નિંદા" નામે ગ્રંથનું, પછે મથાળું કરીયું;
નિત્ય દશ બાર કડવાં પોતે રચતા, પણ આ ગ્રંથનાં કરતા બેવ. ૭૩
જેટલી શક્તિ કવિ તરીકે, તેટલી વાપરી તે માંય;
પનર કડવાં કર્યાં ગ્રંથનાં, જેમાં એક નનો પુરો થયો તો. ૭૪
પરીક્ષા જોવા ગ્રંથની, પોતે એકદા શેરીમાં વાંચ્યો તો;
ને દિવસ મોટી, ધામ ધુમ હતી, માટે બધા જોવા જવાના હતા. ૭૫

ખરૂં ખોટું જાણવા માટે, એક બે નાગર ત્યાં રહાતા;
મંગળા ચરણ કર્યું કે સરવે, હસી હસીને થાક્યા. ૭૬
એમ એક પછે એક રસ આવ્યા, બધા થઈ આવ્યા પાંચ;
જોવાનું તેની જમાએ રહ્યું, કવિને કેહે ફરી ફરી વાંચો. ૭૭
ખોતરી કરી પછે કવિ ઉઠ્યા, આંથી નાગરને પડ્યો સાંસો;
નાગરણોને ખબર થઈ, જે કંઇ કવિની સાથે લડા. ૭૮
જુદી જુદી રીતીએ સરવે, ઘેર ઘેર કંકાસ માંડા;
સોક શીટકાર કરે વળી, ઘરમાં પેર પેરનું દુઃખ. ૭૯
કેટલાક નો પણ કર્યું'તું કે, નાગરનું કદી જોવું નહી મુખ;
એ ગ્રંથ લેવા ઉપાય કરતા'તા, તે કવિએ જાણ્યું બધું. ૮૦
સાધુ નાગર પણ આવતાં ખાળ્યા, પછે કામ ઝટ ચાલ્યું;
એવે શ્રાધ કવિને ત્યાં આવું, તે દિવસે કરી નાત. ૮૧
નાતીલાને ફોડેલા માટે. સામાન ઓછો લીધો સાથ;
જમવા બેઠા કે પેહેલી પાંતીએ, સરવે ખુટું ખુટું થયું. ૮૨
અડધું જમણ થયલું હતું, એવે ખુટાનું કારણ કહ્યું;
મહા ક્રોધ વ્યાપો મનમાં, જાઓ નથી જમાડવા ધર્યું રહ્યું. ૮૩
ઘણા ગ્રંથ કેહે આ શું બોલો, પ્રેમાનંદ કેહે નહી એમ કરૂં;
નાતીલા કેહે ઉઠી જાશું, શું અગે નાગરવત ડરૂં ? ૮૪
ભલે જાઓ કોણ ના કહે છે, એવે એક થયું બીજું;
શ્રાસ હાથમાં આવી દશામાં, એકે વધામણી કરી રજુ. ૮૫
કહ્યું રામચરણ મહારાજ આવ્યા, તેમણે અમને પૂછ્યું;
તમારી ખબર એમને કહી, તેથી ભલું રૂચ્યું. ૮૬
કહ્યું મહારાજ સમાચાર કહો, તેથી હું આવ્યો કહેવા;
મારે બીજું કંઇ નથી, ફાવે તો જો જો જઇને દેવા. ૮૭
ગુરૂનું નામ સાંભળ્યું કે, શ્રાસ નાખ્યો હેઠો;
સોળા સુધાં ઓળા થઇ ચાલ્યા, ગુરૂ પ્રેમ હૃદયે આણ્યો. ૮૮
પંદર વરષે ભેટ્યા ગુરૂને, જઇ ચરણમાં શીશ મુકું;
નાત જાતનું ભાન રહ્યું નહી, ગુરૂ પાસે જઇને ઉભા. ૮૯
પછે - કારભારીઓએ, નવીન કરી સવ જમાડ્યા;
જમવા તેડવા પ્રેમાનંદને, પછે સર્વ ત્યાંહું આવ્યા. ૯૦
રામચરણદાસનું એવું પણ કે, જ્યાં રાત પડે ત્યાં રે'વું;
બે રાતી કોઇ સ્થળે ન કરી, માટે પ્રેમાનંદે સઉ મુકી દેવું. ૯૧
કંદમુળ ગુરૂજીએ ખાધાં, તે પ્રેમાનંદને આપ્યા;
પછે સમાચાર પૂછ્યા, કેટલા ગુણ હરિના ગાયા. ૯૨
ઘણા ગ્રંથ ગુરૂને બતાવ્યા, જોઇ થયો આનંદ;
પછે નાગર નિંદા બનાવા, ઉઠ્યા પોતે પ્રેમાનંદ. ૯૩

નિંદા શબ્દ સુણી ગુરૂને, મનમાં માઠું લાગ્યું;
એક બે કડવાં વાંચી જોઇ, ઘણું ખીજવાયા સાધુ. ૯૪
હે મૂરખ ! તેં આમાં ચાતુરી કરી, નહીં તું શીશ મારો;
એટલું કહે સંતોષ વળ્યો નહી, તે ગ્રંથ અગ્નિમાં બાળ્યો ૯૫
પ્રેમાનંદ મહા દુ:ખ પામ્યા, કહી માંડીને વાત;
ગુરૂ કહે ક્ષમા કરવી, એ મોટા પુરૂષની વાત. ૯૬
ગુરૂ સામું કંઇ નવ બોલ્યા, પણ ગુરૂ મનમાં ચેતા;
યુક્તિએ કંઇ કરજે ભાઇ, જેથી દુઃખ જાએ નેટાં. ૯૭
મારી આજ્ઞા માનીશ નહી તો, ભલું નહીં થાય તારૂં;
ઇશ્વર વિના બીજાના ગુણ, ગાવા મન નહીં મારૂં. ૯૮
"આજ્ઞા પાળીશ" એમ કહ્યુ, તેથી ગુરૂ મનમાં રીઝ્યા;
રાત વીતે પ્રભાત થએ, ગુરૂ ત્યાંથી ચાલ્યા. ૯૯
એક બે ગાઉ વળાવા ગયા, પછે આજ્ઞાએ પાછા આવ્યા;
નાગર ખુશી બહુ થયા, ગ્રંથ બાળે ગુરૂ ભાવ્યા ૧૦૦
પ્રેમાનંદે ઉદાસી તજી, મોટા વિવાહનો આરંભ કીધો;
પૂરણ થયે ઘણી પ્રત લખાવી, જે સારૂં વાંચે તેને દીધો. ૧૦૧
ઘેર ઘેર ને બારબાર જ્યાં ત્યાં, વિવાહ વંચાય;
ઠેર ઠેર ને પેર પેર રીતે, નાગરોની નિંદા થાય. ૧૦૨
નાગરોએ ભેગા થઇને, એક નિશ્ચય કીધો;
વિવાનો નાશ કરવો નિશ્ચયે, કોલ અન્યો અન્ય લીધો. ૧૦૩
કેટલાક પુસ્તક સત્તાએ લીધાં, કેટલાક દ્રવ્યથી લીધાં;
જે હાથ આવે તે બાળી દીધાં, પ્રેમાનંદે જે કીધાં. ૧૦૪
વિવા બાળવાનું સુણી કવિને, મહા દુઃખ પ્રગટિયું;
નાગરણો ભેગી થઇ એકઠા, + + + + + + ૧૦૫

દિલગીરી એટલીજ છે કે આ કવિતા અહીંથી અધુરી રહે છે, અને તે બીજે કોઇ ઠેકાણેથી મળવાનો સંભવ નથી.

શામળશાના મોટા વિવાહના અંતમાં નીચે પ્રમાણે લખેલું છે:—

कस्याऽपि लेखकस्य अभिमानिनः भट्ट प्रेमानंदस्य दशम स्कंध नलाख्यान द्रौपदि हरणादि ग्रंथाम् लिखित्वा तदन्तरं अभिमानः कर्तव्यः इदं लेखनं संस्कृतं नेत्तितस्मैन किन्तु केवलम् अशुद्धं लेखकम् करोति तस्मैन इदम् इति नरसिंह मेहेताना पुत्रनो विवाह संपूर्ण समाप्त श्रीरस्तु कल्याणमस्तु शुभं भवतु संवत ॥ ॥ शके ॥ ॥ प्र० ॥ दक्षणायनगते श्री सूर्ये हेमन्तऋतौ मासोत्तममासे शुभकारीमासे मार्गशिर्षमासे शुक्लपक्षे द्वितीयायाम गुरुवासरेण दवे गोविंदराम शिवराम लिखितोयम् पुस्तकः श्री श्री श्री.

ઉપરના ઉતારાઓ વડે કવિ પ્રેમાનંદ વિષે ચાલતી દંતકથાઓને પુષ્ટિ મળે છે, તેમ તેમાંથી કેટલીક તપસીલવાર હકીકત તથા નવી બાબતો જણાય આવે છે;–જેમકે

( ૧ ) હારમાળા પ્રેમાનંદેજ રચી હતી. અમે જ્યારે તે છપાવી ત્યારે મુંબઇના ગુજરાતી પત્રમાં તે વિષે ભારે ચરચા ઉઠી હતી અને મેં તેના સાબિતો માટે સબળ પૂરાવા પણ આપ્યા હતા. ઉપરની કવિતાની પાંચમી ઓળમાં "મામેરૂં, હુંડી, હારમાળા કરી જેણે, મહાન મહા શ્રેષ્ઠ કવિયે" એમ સ્પષ્ટ લખેલું છે.

( ૨ ) મામેરૂં, હુંડી ને હારમાળામાં કંઇ નાગરોની તેવી નિંદા નથી, તે છતાં તેઓ કવિ પર ચીડાયા અને તેમને બોલાની ઠપકો આપ્યો. તે સમયે કવિએ કરેલો ખુલાસો સંતોષકારક હોઇ તેમણે બાણ કવિ અને તેના સાળા મયૂરે કહેલો શ્લોક યોગ્ય સ્થળે હોઇ આનંદ આપે છે. પ્રાસ વગેરેની શુદ્ધતા માટે ગરજમાં આવે તેવા અર્થ કવિઓ લખે છે. એક સંસ્કૃત કવિ કહે છે કેઃ—

गणयन्ति नापशब्दं न वृत्त भंगं नचार्थ हानि भयम् ।
रस पोषाय यतन्ते वेश्या पतयश्च कवयश्च ॥

( કવિઓ અને વ્યભિચારી પુરૂષો. માત્ર રસના પોષણ માટેજ મહેનત કર્યાં કરે છે. રસ પોષણ કરવામાં તે અપશબ્દને, વૃત્તભંગને કે અર્થ હાનિના ભયને પણ ગણતા નથી. અહીં અપશબ્દ વડે વ્યાકરણ દોષવાળો, અને ભુંડાળો, વૃત્તભંગ વડે છંદ તૂટવો, એકાદશી આદિ વ્રતનો કે પાતિવ્રત્યનો ભંગ; અને અર્થ હાનિ વડે શબ્દમાં રહેલો અર્થ બગડવાનો ભય અને દ્રવ્યના નુકશાનનો ભય એવા અર્થ કરી પહેલો કવિને અને બીજો વેશ્યાપતિ વ્યભિચારીને લગાડવાનો છે ). છંદ ૪ થી ૨૨.

( ૩ ) મિજમાનીનું ખોટું નોતરૂં આપી કવિને કયાં કયાં કેટલા અથડાવ્યા અને તેમની કેવી દુર્દશા થઇ તેનું વિગતવાર વર્ણન આપ્યું છે વડોદરાના રહીશ જાણે છે કે, અરણી ( હરણી) ના હનૂમાન, વૈજનાથ ભીમનાથ, જગલેશ્વર ને ભગવંતરાયનું ઘર (ઘણું કરીને ઘડીયાળી પોળમાં ) કેટલા દૂર છે અને તે તે સ્થળે જતાં બાર કરતાં પણ વધારે ગાઉની મજલ થાય એમ છે. તરૂણ કવિને એથી હાડોહાડ લાગે અને નાગરોની નિંદા કરવા તત્પર થાય એ સ્વાભાવિક છે. છંદ ૨૮ થી ૬૨.

( ૪ ) "નાગર નિંદા" નામનો ગ્રંથ ઘણો રસિક રચવા માંડ્યો હશે, એમ કવિતા ઉપરથી જણાય છે. નાગર શબ્દના ત્રણ અક્ષર છે માટે ત્રણ હજાર છિદ્ર કાઢવાનું કવિએ ધારેલું, અને પ્રથમ અક્ષર જેટલું કાવ્ય પૂરૂં કરેલું તે તેમના ગુરૂને બતાવતાં તેમણે ગુસ્સે થઇ બાળી નાંખ્યું તેથી તે સંબંધે કાંઇજ જાણવામાં આવે એમ નથી. છંદ ૬૩ થી ૭૯.

( ૫ ) કવિના ગુરૂ રામચરણ હતા. તેમણે માત્ર હરિગુણ ગાવાની આજ્ઞા કરી હતી. કવિએ ગુરૂ આજ્ઞા હમેશાં પાળી છે, પરંતુ નાગરોની થેકડીથી ક્રોધાવેશમાં આવીને તેમણે તેમની નિંદા કરવાની શરૂઆત કરી હતી, પણ ગુરૂની આજ્ઞાને તાબે થઇને તેમણે વિવાહ યુકિતસર રચ્યો હતો. છંદ ૮૯ થી ૯૫.

( ૬ ) કવિને જ્ઞાતિ ભોજન આપવાનો ભારે શોખ હતો, તેની પ્રતીતિ શ્રાદ્ધ ઉપર નાત જમાડી તે ઉપરથી થાય છે. ૭૬ ૭૯ થી ૮૭.

( ૭ ) કવિનો રચેલો દ્રૌપદીહરણ નામક ગ્રંથ પ્રાચીન કાવ્ય માળામાં અમે છપાવ્યો છે, તે વિષે રા. નરસિંહરાવ ભોળાનાથ દીવટીઆએ આક્ષેપ લીધો છે, પરંતુ વિવાહના પુસ્તક ઉતારનાર દવે ગોવિંદરામ શિવરામે "भट प्रेमानंदस्य दशमस्कंध नलाख्यान द्रौपदिहरणादि प्रथाय लिखितः" ઈ. સ્પષ્ટ રીતે ગ્રંથને અંતે જણાવેલું છે, તે ઊ એ ગ્રંથ પ્રેમાનંદે રચ્યો હતો એ સિદ્ધ થાય છે.

વિવાહનાં પાછલાં કેટલાંક કડવાં જો રા. રા. ઘનશ્યામ બાપુભાઈ વૈદ્ય અને છેવટનું કડવું ચકલાશીવાળા રા. ભીખાભાઈ શિવરામે પૂરું ન પાડ્યું હોત, તો ગ્રંથ અધૂરોજ રહ્યો હોત, તેથી તેમનો ઉપકાર માનુંછું.

વિવાહ છાપવામાં કેટલીક અગત્યની ભૂલો રહી ગયેલી નીચે આપી છે.

| કડવું | ૭૬. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૧ | બાની | બાળી. |
| ૬ | ૨ | ચવે | ચુણે. |
| ૬ | ૧૮ | પત્ન | પત્તન. |
| ૧૪ | ૫૬ | રિટા | રિહા. |
| ૨૨ | ૨૫ | ઓથો મજ્યો આ. | ઓથો ભગે નહિ કર્યા. |
| ૨૪ | ૧૧ | કહો શોબી | કહો લોભી. |
| ૩૫ | ૭ | ફળો | ફના. |
| ૩૫ | ૭ | તણો | તાણે. |
| ૪૦ | ૧૬ | જળપાની | જળપાત્ર. |
| ૪૦ | ૫૧ | ભાવે ભળોરે | ભક્તિ ભાવે ભળોરે. |
| ૪૦ | ૫૨ | ભકિત ભકિત | ભક્તિ. |
| ૪૨ | ૧૩ | તે વાર | તું સાર. |
| ૪૨ | ૧૬ | એવુ | એનું. |
| ૪૪ | ૫ | ભમાવા | ભમાવી. |
| ૪૪ | ૨૧ | ઉનાગી તે | ઉનારી સે. |
| ૪૫ | ૫ | પલિત મન | પતિત તનમન. |
| ૪૫ | ૬ | વર | વરં. |
| ૪૫ | ૧૩ | નિર્મળ | નિર્મૂળ. |

હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.

## મહા કવિ પ્રેમાનંદ કૃત

# શામળશાનો મોટો વિવાહ*.

### રાગ કેદારો.

શ્રી ગુરૂ ગણપતિને પ્રણામી રે, સમરૂં કૃષ્ણ કરૂણાકર કામી રે[1];
મારો[2] કે'તાં દુઃખ જાય વામી, તેહુ તણું વરણન કરૂં રે. ૧

---

* આ રસિક ગ્રંથ વિષે આખ્યાયિકા એવી ચાલે છે, કે એક વાર મહા કવિ પ્રેમાનંદને ગુરૂદાસ બનાવવાનો તેના કોઇ નાગર મિત્રોએ વિચાર કર્યો. તેને કહ્યું કે આજે ફલાણે ઠેકાણે જાફત છે, ત્યાં તમે બપોરે જમવા માટે આવજો. કવિએ આમંત્રણ સ્વીકાર્યું, અને તે બતાવેલી જગાએ ખરે બપોરે ગયા. ઉનાળાનો ભારે તાપ પડતો હતો અને જગા ગાઉ દોઢ ગાઉ દૂર હતી. ત્યાં ગયા એટલે એક માણસ મિત્રોએ રાખેલું તેણે કવિને જણાવ્યું કે મકાનવાળાએ તે આપવાની ના પાડવાથી બાગસોઇ ફલાણે ઠેકાણે રાખી છે, ને ત્યાં જવાની તમને ખબર કરવા સારૂ મને અહીં ખાસ મૂકેલો છે. તે જગા પણ બીજી દિશામાં ઘણી દૂર હતી; પરંતુ કવિને કંઇ વહેમ ન આવ્યો તેથી ત્યાં ગયા. મકાનના માલીકે જણાવ્યું કે તમારા મિત્રોએ કહેવડાવ્યું છે કે તમને તરદી પડી તેથી તેઓ દિલગીર છે, પણ આ ઠેકાણે સવડ ન થવાથી તેમણે ફલાણી જગાએ ખેત રાખ્યો છે. કવિને હવે વહેમ આવ્યો, પણ છેવટનો નીતારો જોવા તેઓ દૂરની બતાવેલી જગાએ ગયા. ત્યાં આગળથી એવી ખબર મળી કે જમવાનું તો આખરે તેમને પોતાને ઘેર રાખવાની જરૂર પડી છે, માટે ત્યાં જાઓ. પસીનો લહોતા અને થાકથી અકળાતા કવિરાજ મિત્રોને ઘેર ગયા, તો સૌ તેમને જોઇને હસી પડ્યા. જાફતની ગોઠવણ તેમણે કરીજ નહોતી, પણ તેમને માટે જમવાની સોઇ રાખી હતી. તેમને જમવા માટે આગ્રહ કર્યો, પરંતુ કવિને ભારે ગુસ્સો ચઢેલો હોવાથી તે ત્યાંથી ચાલ્યા ગયા. પોતાની આ પ્રમાણે મજાક કરી કષ્ટ આપ્યું, તેથી તે નાગરો ઉપર ચીઢાયા, ને નાગરોની નિંદા વિષે એક પુસ્તક લખી કાઢ્યું.

એ અરસામાં તેમના ગુરૂજી વડોદરે આવી લાગ્યા. તેમની મુલાકાત લેતાં તેમણે પ્રેમાનંદને પૂછ્યું, હાલમાં તું શું લખે છે? કવિએ કહ્યું, હાલ મેં નાગર નિંદા ઉપર પુસ્તક રચ્યું છે. ગુરૂએ તે જોવા માગ્યું. કવિએ ઘેરથી તે લાવીને મહાત્માને આપ્યું. મહાત્માએ કેટલાંક પૃષ્ઠ વાંચીને તે આખું પોતાની ધૂણીમાં પધરાવી બાળી નાંખ્યું; અને કવિને ગુસ્સામાં કહ્યું કે મેં તને જે મહા શકિત બક્ષી છે તે કંઇ આવાં નિંદા યુક્ત કાવ્યો રચવા માટે નથી. કવિએ ખિન્ન થઇ સઘળી વિતક વાત ગુરૂજીને કહી સંભળાવી, ત્યારે ગુરૂએ ઉત્તર આપ્યો કે જો એમ છે તો કોઇ એવો ગ્રંથ રચવો કે જેમાં મીઠી મજાક થાય, અને અર્થ સરે.

કવિએ મહાત્માના ગયા પછી આ વિવાહ લખ્યો. તેમાંથી કોઇની પણ નિંદા ન કરવી એ સારો બોધ પ્રાપ્ત થાય છે. આ ગ્રંથ ઉત્તમ હાસ્યરસથી ભરપુર છે; શામળશાનું ખરૂં નામ શામળદાસ છે પણ કવિએ તે પસંદ કર્યું છે. ઉ. દ.

૧ (પ્રેમ-ભક્તિ માર્ગે) પ્યારો, પ્રેમી. ૨ ઇશ્વર જેને (ભક્તને) 'મારો' કહે તેનાં દુઃખ ટળી જાય.

## ઢાળ.

વરણુન કરૂં હું તેહનું, અઘ ઓઘ પ્રલે થાય;
અનાથ કેરા નાથનું, વરણુન કરૂં સુખદાય. ૨

મામા ઘેર મેહેતો રહ્યા, જેનું નરસંઇ કા'વે નામ;
નાગરી ન્યાતે વિવા[1] હીણુ, કો' કેમ ચલવે ઘર કામ. ૩

નાગર ઉદ્યમ ત્રય કરે, નહીં ચોથાનો અધિકાર;
'કલમ[2] કડછી અને બરછી,' એ ત્રય[3] ધરે રહે ભાર. ૪

મેહેતો મોસાળે ઉછર્યા, નવ જાણે ઉદ્યમ એક;
ઓટું ગમે નહીં ખાતથી, સગાં કે' રે'શે ટયમ ટેક. ૫

કન્યા કોઇ આપે નહીં, ન વિદ્યા ન ધન ગાગરડી[4];
જોઇએ ઉંચ કુળ નાગરી કન્યા, જરવિણુ કયાંથી નાગરડી!  ૬

તાતે મરતી વેળા વડા પુત્રને, જળ અંજલી મૂકાવ્યું;
"નરસંઇયાનો વિવા' કરજે, તો તેં પુત્ર ઋણુ[5] ચૂકાવ્યું." ૭

માત તાત મુઆં મેહેતાનાં, પછે ભ્રાતાએ કીધું લગ્ન[6];
વર થયા ઘોડે ચઢ્યા, નવ દિવસ રહ્યા મન મગ્ન. ૮

પછે ભાઇએ ઘર કામ સોંપ્યું, વગર[7]પલોટ કરે શુ મે'તા;
ઠોક માથે ભારે ભાઇને, નિશવાસર[8] દુઃખી રે'તા. ૯

ભર ઉનાળાના મધ્યાને, આવ્યા થાકયા પાકયા,
ભાભી પાસે પાણી માગ્યું, તેને કાળ જેવા લાગ્યા. ૧૦

ભોજાઇ કે' શું ભુજ ભાગ્યા, કો' શું રળીને લાવ્યા!
લાવેલું તમ નારને આપો, મચ્છર કરતા શે આવ્યા? ૧૧

---

૧ મેહેતાને લાગે છે ૨ કલમ, (દેતીઆપણું, મુત્સદ્દીપણુ), કડછી (રસોઇઆનુ કામ કે) બરછી (સિપાહગિરિ) એ નાગરના કામ કહેવત રૂપ થઇ પડ્યા છે. એ વગર બીજે ધંધો તેમનાથી થાય નહીં. ૩ ત્રણમાંથી એક એવો અર્થ ૪ 'નાગર ભરાવે ગાગર' (રૂપીઆની) એવી કહાણી ચાલે છે કન્યાની અછતને લીધે નાગરોને કન્યા મેળવતા ઘણુ ખરચ પડે છે ૫ પુત્રનુ પિતા પ્રત્યે દેવુ—ફરજ. કંઇ કાર્ય કરાવા ઘણી વાર બાપ છોકરા પાસે પાણી મૂકાવે છે (પણ લેવડાવે છે).

૬ મેહેતાનુ. ૭ અણુપલોટ્યા-અનુભવ વગરના. ૮ રાત દિવસ.

મેહેતો મુગા મુખ રહ્યા, ખાઇ નથી જોઇતું પાણી;
મુજ પ્રાતે જે કંઈ મોકલ્યું, તે અમે આપ્યું આણી. ૧૨

એમ કહીને ઉઠયા મેહેનો, દહ્યું ક્રોધે સહુ ગાત્ર;
મે'તે જાણ્યું મુજ જેવું દુઃખ, ન વેઠે પ્રાણી માત્ર. ૧૩

મુઠીઓ વાળી હસ્તની ને, દરબડ દોડ્યા જાય;
મે'તે જાણ્યું મને રોકશે, કોએક મળશે આંય. ૧૪

બે જોજન દોડી ગયો, નરસંઇ મહેતો જેહ;
કલ્પવૃક્ષ[1] તળે જઈ બેઠો, શાતા પામ્યો દેહ. ૧૫

પત્ર વાળતાં મે'તાજીને, લાધ્યું સુંદર લિંગ;
ડાક ડમરૂ રૂંઢમાળા, જે હર ધરે ગોનું શિંગ. ૧૬

એવા નાથને નેહે નિરખી, મેહેતો થયા પ્રસન્ન;
અપૂજ્ય જાણી પૂજા માંડી, કરી વશ તન મન. ૧૭

મેહેતા જડયા નહીં રાતે, ત્યારે થઇ પરિશોધ;
જગત[2] જણાવા સગાં માંહોમાંય, શુદ્ધ કરે પ્રતિબોધ. ૧૮

રડે જૂઠું જુએ જૂઠું, સૌને મન ગમતી[3] વાત !
સસરો સાસુ અને પત્ની, વળી અંતર દુઃખ ધરે ભ્રાત. ૧૯

એ ચાર જણે તન મન ધનથી, જોયા દેશ દેશે લોક;
બાકી સરવે વેવલાં, શોક કરે બીજા સઉ ફોક ! ૨૦

એક બે દિવસ જોઇને, પછે મૂકયો વિસાર;
માત તાત ને ધન[4] વિણ જાણો, આવાં સગાં નિરધાર. ૨૧

મેહેતોજી[5] જે તપને બેઠા, પ્રત્યક્ષ પ્રભુ હવા પ્રસન્ન;
નાથ[6] મનનું માગિયું, તેથી લઇ ગયા કૃષ્ણ-સદન. ૨૨

---

૧ આંબો. ૨ દુનિઆને દેખાડવા માત્ર, અંતઃકરણથી નહીં. ૩ ગયો તો પીડા ગઇ એમ સૌ ધારતા તેથી. ૪ જેની પાસે પૈસો નથી તેને માતપિતા પણ બીજા સગાંની પેઠે વિસારી મેલે છે. ૫ જી માનવાચક પ્રત્યય થઇને પાછલા શબ્દને બહુવચનમાં આણે છે પણ એ પદ્ધતિ હજી કેટલાક ભાગમા ચાલતી નથી. જેમ મેહેતોજી, કશળોજી, વીરોજી વગેરે. ૬. બંધ બેસતે નથી. કદાચ નાથ—ધણી—કૃષ્ણ મળવાની માગણી કરી એવો અર્થ હોય.

સુણ્યો હરે હરિ હાથે, નિજ દાસ કરો ગોપાળ;
નૃસિંહે[1] નરસિંહને પૂછયું, માગ્ય માગ્ય હે બાળ ! ૨૩

મે'તો કે' મા'રાજ હું માગું, રામ જોવા મન કોડ;
જગત-પતિ ને જગત-જનુની, રમો બન્ને જોડ[2]. ૨૪

કૃષ્ણ પ્રસન્ન થયા અતિશે, વર[2] વર[3] માંગ્યો તેં ભાઈ;
માગ્ય બીજું કંઈ હોય ઇચ્છા, તુજ દુ:ખે આવીશ ધાઈ. ૨૫

નરસંઇયો કે' વરદાન માગુ, જેવો રાસ જોઉં આંહે;
સવા[4] લાખ પદે વિસ્તારૂં, અચળ ગુણ ગો માંહે. ૨૬

તથાસ્તુ કહી નાથ ઉઠયા, કરી રચના રાસ વિલાસ;
શરદ્ પૂર્ણિમાની શર્વરીએ[5], રાસ રચ્યો નિહાળવા દાસ. ૨૭

વૃજ નારી રાધા પ્યારીનું, સ્મર્ણ થયું ભગવાન;
સત્યભામાએ સમાધાન[6] કીધુ, પછે માંડિયા ગુણગાન[7]. ૨૮

ગરવ[8] થયો જે નારને, નાથે ભાગ્યો દાસ સમક્ષ;
મધ્યે રાખી મેહેતાજીને, રાસ દેખાડયો ચર્મ[9] ચક્ષ. ૨૯

એક માસ ત્યાં મે'તો રહ્યા, પછે માગી વીદાય,
કમળા કમળભૂ વળાવે, મેહેતો જ્યારે જાય. ૩૦

ગદગદ કંઠે નાથ બોલ્યા, અમો ઘણાં છું દુ:ખી;
ભક્ત વિયોગ નથી સે'વાતો, કહું સર્વદા સુખી[11]. ૩૧

જા મેહેતા દુ:ખ સમે મુજને, સંભારજે અવિધાર;
કષ્ટ કાપીશ હું તાહરૂં, નહીં લગાડું વાર. ૩૨

હરિ દર્શને તેજસ્વી થઇ, મેહેતો આવ્યા ઘેર;
ઉપરનાં સગાંએ માન દીધુ, અંતરનાંએ રૂડી પેર. ૩૩

---

૧ કૃષ્ણ. ૨ વર—વરદાન. ૩ વર-સારો. ૪ તેમાંના પોણો લાખ પોતે અને બાકીના તેમના દિકરાની વહુએ કર્યાં હતાં એમ કહેવાવ છે. ૫ રાતે.

૬ મનવાળ્યુ એવો અર્થ. ૭. રાધાના ગુણ ગાવા માંડયા એવો અર્થ. ૮ કૃષ્ણનું મારા પર અધિક હેત છે એમ જેને ગર્વ થયો તે આનો—સત્યભામાનો ગર્વ નરસંઇયાને રાસમાં વચ્ચે રાખી ભાગ્યો. ૯ ચામડાની આંખે—નજરે, અંતર્જ્ઞાનથી કે સ્વપ્નામાં નહીં. ૧૦ વિદાયગિરિ નામ અર્થે. ૧૧ સુખે.

મે'તે. ભાભીને ચર્ણે લાગ્યા, તું મારે ગોરાણી;
તેં વચન આણું તન વિંધ્યું, ત્યારે મળ્યા સારંગપાણિ. ૩૪

તેજ જોઈ તે તારૂણી, મનમાં ઘણું ગભરાણી;
બેઉ બાહુ જોડી પાય લાગી, લાંબો દંડવત્[1] તાણી. ૩૫

હું ભૂલી દિયરજી કહું, કરો ક્ષમા અપરાધ;
અમો ઓ જાતિ અજ્ઞાન છું, નહીં મન જેવું સાધ્ય. ૩૬

મે'તો કે' માજી છો મારાં, નહીં તુજને દુઃખ;
કે. નિંદી[2] વદી ભાભી ભાઇને, ઘર જઇ માગ્યા સુખ. ૩૭

હવે ગૃહસ્થાશ્રમ મે'તા તણો, કહું હું મતિમંદ[3];
પિંગળ પાઠ કંઇ નવ જાણું, ન જાણું પ્રબંધ કે છંદ. ૩૮

## વલણ.

છંદ પ્રબંધ મતિમંદ ન જાણું, વૃથા કે'વાઉં પ્રેમાનંદ રે;[3]
હારે શેષ મે'તા ગુણ ગાતા, જે થયા વિશ્વે વંદ રે.[4] ૩૯

## કડવું ૧ લું. રાગ બાંગવેરાડી.

અનેક ભક્ત અવનિ વિષે, તેમાં મહાનના[5] ગુણ ગાઉં;
ભક્ત ને ભગવંત એક છે, ગુણ ગાઇ વૈકુંઠ જાઉં. ૧

નરસઇ મેહેતો નાગર બ્રાહ્મણ, જેને હરજી પોતે ભેટ્યા;
નિરલે થઇ નરસઇયો આવ્યો, જેનાં દુઃખ સરવ મેટ્યા. ૨

ભક્ત ભક્ત ભાભી આદિ કે', વળી બીજા સહુકો લોક,
ચાર પાંચ દિવસ એમ વિત્યે, નિવર્તી રાજ્ય થયું ફોક. ૩

આખો દિવસ કીર્તનીઆં કૂટે, મળે સાધુની ત્યાં ટોળી;
મજ્જન[6] કરી માળ ધરે અન્યોન્યે, તિલક કરે ગોપીચંદન ઘોળી. ૪

---

૧ નામ અર્થે એક વચનમાં ૨ નિંદી (?)

૩. કવિની કેટલી નમ્રતા! હું મંદ બુદ્ધિનો પિંગળ કે છંદ પ્રબંધ કંઇ જાણતો નથી. મને પ્રેમાનંદ કહે છે તે પણ મિથ્યા! ૪ વંદ્ય-વંદવા-પ્રણામ કરવા યોગ્ય. ૫ જગતમાં અનેક ભક્ત થઇ ગયા છે તેમાંથી જે મહાન-મોટેરા ભક્ત નરસંઇ મેહેતા તેના ગુણ ગાઉં છું.

૬ મજ્જ્ ધાતુ પરથી નહાવું

બુમો પાડે રામ[1] રામ કહી, અજાણ્યા લોક દોડી આવે;
ફૂળીમા માટું કો હતું નહીં, કો ઘર રામ રામ કા'વે. ૫

આવી જુવે તો જુવે લગોટા, જાણે જમના જોટા!
નાના કાળા પર્વત[2] છે શું, કે મેશના ઢગ મોટા મોટા! ૬

ભુંગળા જેવડી ચલમ લઈ, પીતાં કહે રામ રામ;
જોનારા જોઇ થર થર કાપે, નિકટના લેખક[3] ભૂલ્યા કામ. ૭

ટોળે ટોળાં મળી નાગર નારી, કે' આવું ના વેઠાય;
એનું ઘર ઘરનું[4] તેમાં શું, બધાં મળી આપો, જે વધુ[5] થાય. ૮

પણ આ પાપને કાઢો અહીંથી, નહિ તો અમે નહિ રે'વાય;
નજરે ઝબકો બાંધું બાળકની, તોય કંપવા મટી નવ જાય. ૯

ભક્ત મો'તો આવે ખર્ચજ વધિયું, ખુટયાં ઘર ઘર મરચાં[6]!
ચંદ્રગવરી મણિગવરી, કહો, તમ મંદિર કેટલાં ખરચ્યાં? ૧૦

કો શેર કો બશેર કહીને, આપે અન્યો અન્ય તાળી;[7]
એવે દીર્ઘેશ્વર કર ચલમ ગઈ, તે ગાજી બોલ્યો 'વનમાળી'. ૧૧

આવો કાળી કાબરી દેવીઓ, જે સુલ્ફાની[8] નારી;
નાસો અમથી અમે શુદ્ધ વૈરાગી, એમ કહી મોટી બુમ પાડી! ૧૨

ગૌરવર્ણી કો શ્યામવર્ણી, યૌવના વૃદ્ધા મુગ્ધા બાળા;
છાતી છળી છકેલીની[9] પણ, જોઇ દીર્ઘેશ્વરના ચાળા! ૧૩

નારી નિર્બળ નાસે બિહે, તે કદી કહીએ વેપ[10];
પણ પુરૂપો બળિયા ઘરમાં પળિયા, ત્યાં રહ્યું નહીં કો શેષ! ૧૪

પછે નિત્ય-કર્મ સાધુ પરવાર્યા, આરતી સમય થયું ઘમશાન;
'બાળમુકુંદ' કહી તાળી પાડે, વગાડે ઘંટા ને કરે ગાન. ૧૫

---

૧ શ્લેષ છે. ૨ ઉત્પ્રેક્ષા. ૩ લહિયા.

૪ પોતાનું-આપીકું. ૫ વધારે ( પૈસા ) આપવા પડે તો બધાએ મળીને આપના-વધુ કાઢીઆવાડી વાપર. ૬ નજર બાધવામાં. ૭ મેહેતાની ઠેકડી કરે છે. આ સ્વભાવ યથાર્થ વર્ણવ્યો છે. ૮ ગાંજો-ગાજાની ચલમ ( વગર તવે કે કોરી તંબાકુ ભરેલી ચલમને પણ સુલ્ફો કહે છે ) સજીવારોપણ અલંકાર આપી તેને વળી ઓઓ કલ્પી છે. ૯ છાટેલનું કાળજુ કઠણ હોવા છતાં તે પણ છળી ઉઠી. ૧૦ ચાળા-ઢોંગ.

મેહેતાને ભોજન મળે જે, તે ઇશ્વરને સમર્પે જ્યારે;
જેટલા સાધુ તેટલો પાક પણ[1], થઇ રહે ત્યાં ત્યારે. ૧૬

એમ દિવસ નિર્ગમન કરે, ઇશ્વર કેરી સા'યે;
પણ લોક દુઃખ દે અતિ ઘણું, તે સહુ મે'તો સહે કાયે. ૧૭

નરસંઇયા પાસે નાગર આવે, કરે જૂઠા જૂઠા પ્રણામ;
નઠોર[2] કઠોર નાગર સહુકો, પાય લાગી મૂકે ખોટા દ્રામ ! ૧૮

'ભક્તરાજ' કહી નયન નચાવે, વળી કરે હાથના સણુસારા[3]!
માંહો માંહે કે' ન્યાત રત્ન છે, શીર ધૂણાવી કરે અણુસારા ! ૧૯

એક જાય ને બીજો આવે, વખતે મળે બહુની ટોળી;
આગળ પાછળ ઉભા રહી, શીરની નાખે ટોપી ઢાળી ! ૨૦

ખમા ખમા કહી ખળતાં ખાળે, માળા ટોપી પડતી જેહ !
અરે મેહેતાજી ઉંઘ આવી કે, ગઇ ઇશ્વર પાસે દેહ ! ૨૧

એટલું કરે સંતોષ ન પામે, કરે ઘણી સુખ કરડાગી !
જાતિજન ઓધ્ધાર કરવા, ધન્ય અવતરિયા વૈરાગી ! ૨૨

પૂર્વમાં બેઠા હોય મેહેતાજી, કરે પશ્ચિમમાં પ્રણામ !
ભૂલ્યો, ભગવાન ! ક્ષમા કરજો, અમો છું તમારે નામ ! ૨૩

કાગળ કેરાં પુષ્પ લાવી, ચઢાવે મે'તાને શીશ;
અક્ષત સાટે અડદિયા લાવી, નાખે ઉપર કહી જગદીશ ! ૨૪

મે'તા તે સાક્ષાત છો મે'તર,[4] તાણી કાઢો સહુ ન્યાત !
અમો અજ્ઞાન નાગર છું સૌકો, તમો પણ નાગર જાત ! ૨૫

---

૧ મહેતાની પરમ ભક્તિનું સામર્થ્ય બતાવેલું છે. ૨ નિષ્ઠુર ઉપરથી સખત–જડસા–અવિવેકી. ૩ લેહેકા. મૂળ વધારવું એવો અર્થ. કેવી મીઠી મજાક ને વક્રોક્તિ. એ વડે જે ગંભીર હાસ્ય રસ ઉત્પન્ન થાય તે પ્રેમાનંદનાજ બાપનો કહીએ તો ચાલે. વળી રસ વર્ણનમાં અંગ્રેજીમાં જેને climax ( પરિસીમા ) કહે છે તેની ખૂબી સ્વભાવ સિદ્ધ કવિજ પિછાની શકે છે, ને વર્ણવી શકે છે. અહીં એજ ધારીએ હાસ્ય રસને ચઢાવી ચઢાવી ૨૫ મી કડીએ હદ વાળી છે. ૪ ઢેડ. ઢેડનો ધંધો મુએલાં ઢોર તાણી જવાનો છે તેમ તમે આખી ન્યાતને તાણી કાઢો અથવા તમે તો ઘણા મોટા ( મહત્ ઉપરથી ) અગર મોટા તારક છો તો અમને તારો. અમે સૌ અજ્ઞાન નાગર છીએ અને તમો પણ નાગર ( ઢેડ ) જાત છો ! મશ્કરીમાં ઢેડને નાગર કહેવાનો રિવાજ છે.

આથી નીચ નીચ ન્યાતીલા, વિધ વિધ નિત્યે બોલે;
જેટલું પોત હોય તેટલું પ્રકાશે, અંશ (પોત) પોતાનો બોલે. ૨૬

નિંદા કરવા વાણી[1] દેવી નહિ, વળી ગુરૂની મનાઈ;
બાકી નાગર સરવ બા'ર કઢાવું, કરી કવિત્વની ચતુરાઈ ! ૨૭

કવિઓ કહેશે ગર્વ કરે છે, પણ નહિ ગર્વની વાણ;
ભક્ત-દુઃખથી અંતર દાઝ્યું, તે કર્યું સૌને જાણ ૨૮

બા'ર નિસરે મે'તો જ્યારે, ( દુષ્ટ ) નર નારી કાકરા મારે;
માકડા જેવાં છોકરાને, ( મદિરા રૂપ ), અણુસારા કરે ત્યારે. ૨૯

કો કે' આવો મે'તાજી કીર્ત્તન કીજે, મંદિર કરીએ પાવન;
મે'તાજી એવું સુણી જાય ત્યાં, મુખે કહી ધન્ય ધન્ય. ૩૦

કપાટ[2] યુગ્મ અડકાવી દે ત્યાં, નરસંઇયો પડે જ ખવાણો;
બાહેર માહેના હસે સહુકો, ( કે' ) તાલ ભલેરો આણ્યો ! ૩૧

મે'તોજી જે પરમ વૈષ્ણવ, ક્રોધ કામને જેણે વાર્યાં;
સ્તુતિ નિંદા સમાન મનથી, તેવા[3] હર્ખ શોકને ધાર્યા. ૩૨

અવર જાતનો સમજુ હોય તે, બા'ય ગ્રહી લઇ જાય;
ભક્તને બેસાડે ભવનમાં, કરાવી કીર્ત્તન સુખી થાય. ૩૩

એ વિધિ છે મે'તા કેરી, પણ, એક પણ ધર્યું' મનમાંય,
શ્વપચ[4] હો કે બ્રાહ્મણ હો, કીર્ત્તને બોલાવે જવુ ત્યાય. ૩૪

બીજવી થાકયા મારી થાક્યા, તોય જંપ્યા નહીં નઠોર,
નરસઇયાનો ભાઇ બોલાવ્યો, જ્યાં મળ્યા મોટા વેદિયા ઢોર ! ૩૫

મે'તાના ભ્રાતાને કે' છે, આ ભક્ત અંત્યજ[5] ઘર જાય,
ભક્તના શ્વસુર[6] સાંભળો, એનું કો' કયમ થાય. ૩૬

---

૧ વાણી દેવી નિંદા કરવાને માટે નથી; અને ગુરૂની મના નિંદા કરવાની બાબતમાં ન હોત તો કવિતામાં એની ખૂબી વાપરત કે જેથી સઘળા નાગરને બહાર ( ચોરાશી બહાર કે ધર્મે બહાર કે હિંદુઓથી બહાર ? ) મ્હાવત.

૨ કમાડ-બારણાં ૩ સગા। ૪ ચાંડાળ. ૫ અંત્યજ શબ્દ નવો નથી તે આથી જણાશે ૬ સસરો.

કાઢો જુદો નરસંઇયાને, કે તમે રહો ન્યાત બા'ર;
પ્રયત્ન[1] કીધું શ્વસુર ભ્રાતે, પણ ન નિકળ્યો સાર. 37

ગેહેનો જાતા અટકે નહીં, તેથી શું કરે કરનાર;
ભ્રાત કહે હું કાઢીશ જુદો, એના રૂચે નહીં વેવાર.[2] 38

નરસંઇયાના સમસને કે' છે, કો' તમે શું કરશો;
પૂજ્ય ગણુશો ન્યાતને કે, પૂજયને[3] પૂજી તરશો! 39

તે કે' પુત્રી સાસરે વળાવી, અમે નિરૂદોષ થઇએ;
ન્યાતથી મોટું કોઇ કહિએ[4] ? મોટા થઇ કયાં જઇએ. 40

કહ્યા પ્રમાણે વર્ત્તજો બન્ને[5], (કહી) વિસર્જન થયા તત્કાળ;
વાત સાભળી મે'તો રીજ્યા, ભલું થયું ભાગી જંજાળ! 41

વલણ.

જંજાળ ભાગી મે'તો કહે, ગરવું[6] થયું ગોવિંદરે;
ન્યાત નારાયણજી મારે, તમે પરમાનંદ[7] રે. 42

કડવું ૨ જું. રાગ સારંગ.

આવ્યો ભાઇ તે ઘર માંય, બોલ્યો નરસંઇયા શું ત્યાંય;
હે દુષ્ટ! મેં ઘણો તને વાર્યો, તોય તેં બોધ મન ન ધાર્યો. 1

અતિશુદ્રને ઘર તમો જાઓ, તેનો લીધો લાખેણો લાઓ;[8]
ન્યાતે મુકયો છે જાત બા'ર, જોઇએ શું કરે તારો ઓરાર! 2

---

૧ સંસ્કૃતમા નાન્યતર જાતિ છે; હાલ તેનો વાપર નરજાતિમાં ચાલ્યો છે. ૨ વ્યવહાર-કૃત. ૩ જમાઇ

૪ કર્યા એ ક્રુત ઉપરથી કહિ-કહિ-કંઇ-કર્યા રૂપ થયાં છે. ૫ સસરો ને ભાઇ બેઉ ૬ ભારે-અગત્યનું-સારૂં ગુરૂ ઉપરથી. ૭ દ્વીઅર્થી-એક પરમ આનંદ આપનાર નારાયણ ને બીજો કવિ એટલે પરમાનંદ કહે છે કે હે નારાયણ મારે તો તમેજ ન્યાત છો, અથવા હે પરમાનંદ પ્રભુ મારે તો તમેજ ન્યાત છો. ૮ વક્રોક્તિ.

અમો તારા સંગી નહીં થઇએ, તુજ માટ, ન્યાતી બાર ન રહીએં;
તમારે જ્યાં જવું હોય ત્યાં જાવો [1], થયો અમ કુળમાં તું બાવો ! ૩

મેહેતો કે' ભલું થયું ભાઇ, સારી સા'ય કરશે જદુરાઇ;
અમો આશ્રમ જોઇને આવું, ગોપીચંદન માળા મુકી જાવું. ૪

આશ્રમ જોવા ગયા નાગરવાડે, નરસંઇયાને ઘર ન આપે કો ભાડે;
નિર્લજ નાગરની જે નારી, ઘર છે કહી દુઃખ દે ભારી. ૫

અહીંથી તહીંને તહીંથી અહીં, ઘણું ગભરાવ્યા મે'તો સહી;
એવે કો સંતે સંતને દીઠા, લાગ્યા અમૃત પેં ઘણું મીઠા. ૬

આવો સાધુ સાધુએ કહ્યું, (તમારે) દુષ્ટ ભેગું ન જોઇએ રહ્યું;
મારી પર્ણકુટી એક સાર, રે'જો ત્યાંહ તમો નિરધાર. ૭

ભક્ત ભક્તને ગોઠશે ભલું, આપણું જુગતે જોડું મળ્યું !
હરખ્યા મે'તો મન અપાર, મંદિર જોવા ગયા તેવાર. ૮

કોળી કાછીઆની ત્યાં વસ્તી, મળે શાક ભાજી જ્યાં સસ્તી;
ત્યાં એક જૂની ઝુંપડી હુતી, સળી સમ ખાવા ઉપર નુતી ![2] ૯

સીંત્યો દોદશ બેવડી વળી, છાપરે ભાગી તૂટી કોક વળી;[3]
ઘરમાં વણુછો[4] ન પડે એથી, જયાં જોઇએ ત્યાં ઝાડ તેથી ! ૧૦

રહે શ્વાન મૂષકને કોળ, વગર મૂકી બારી[5] છે સોળ !
નહીં જાવાનુ ત્યાં શું તાળું, બેશી પેશી આશ્રમ ભાળ્યું. ૧૧

અતિ પ્રસન્ન મેહેતો થયા, સદન જોયાના સંતાપ ગયા;
અમો સામાન લેવા જઇએ, તમો ઘેર જઇ સુખિયા થઇએ. ૧૨

હરિજન કે' હું સરખું કામ, વાસ લાવવા લાગું આ ઠામ;
મે'તો કે' ન ભારે મુજ વાસ, ખટરાગ ન હોય હરિદાસ. ૧૩

---

૧ જાઓને અર્થે. ૨ નહોતી—નો'તી; નહુતી—નુ'તી. છાપરાપર છાજ પણુ ન મળે. ૩ વળી-સાગની. ૪ છાપા. ઝાડનો વણુછો નીચેના ધાન્યને નડે છે સબબ ઘણાં ઝાડ હોવાથી તેમનો વણુછો છાપરા પર છાજ વળીઓ ન હોવાને લીધે નડે તેમ નહોતું. ૫ ગાબડાં પડી ગએલાં તે.

સંત સંતને કરી પ્રણામ, ગયા પોત પોતાને ધામ;
મે'તો સામન લેવા આવ્યા, પત્નીને સમાચારજ કા'વ્યા. ૧૪

રે'શો ન્યાતમાં કે હું સાથમાં, ગાજી કહો સહુ સાથમાં;
મેહેતી કહે ન ન્યાતનું કામ, મારે માથે તમે છો સ્વામ. ૧૫

કાયાથી છાયા[1] નો'ય અળગી, નારી તે નાથને જે વળગી;
તમો પુઠે[2] ને હું પૂઠે, એમ સ્ત્રી ન કરે[3] રામ રૂઠે. ૧૬

મે'તો કે' ગોપીચંદન લીજે, કાઠ તુલસી[4] તો ઓલ્યાને[5] દીજે;
ભાઇયો સંતો કરજ્યો સા'ય, માળા છાપાં રખે વિસરાય ! ૧૭

ઘંટા શંખ લ્યો બાળમુકુંદ, રખે વિસરો આનંદકંદ;
લેજ્યો પવિત્રી અને ટોપી, નાખી[6] લાજ મરજાદા લોપી. ૧૮

તાલ કાંસી લેજો તંબુરો, જો જો સામન રે'તો અધુરો;
મંજરિયાં કીરતનિયાં (ને) મૃદંગ, ભૂલે આજ થાશે રંગભંગ ! ૧૯

વેરાગી કે' વિણી સહુ લીધું, ચક્ર રહેતું મે'તી હાથ દીધું;
કરી ભ્રાતને દંડ પ્રણામ, ચાલ્યા મે'તો પોતાને ધામ. ૨૦

દુષ્ટ નાગરી કે' ગઇ બલા, મુઆથી રે'તા છળ્યાં છળ્યાં !
એવો અધમ નાગરવાડો, જેથી વળીઓ આકજ આડો. ૨૧

મેહેતો નવે મંદિરે[7] ગયા, હરિજન પાડોશી સુખી થયા;
મળી આવ્યું જે જોઇએ તેહ, કરે કીર્ત્તન હરિ શું નેહ. ૨૨

વલણ.

હરિશું નેહ હરિજનને, હરિ હરિ વિના ન ઉચ્ચાર રે;
ભટ પ્રેમાનંદ શું સ્તવે, ચર્મ જીહ્વાએ નિરધાર રે. ૨૩

---

૧ સ્ત્રી પુરૂષના સબંધનો આવો મુકાબલો થાય છે ૨ મરેઠી શબ્દ, આગળ. ૩ એ પછી તેનો અધ્યાહાર ૪ કાઠ સાથે સબંધ. ૫ કાઠિઆવાડી શબ્દ. જુનાગઢી સ્ત્રીને કહેતા એ શબ્દ વધારે શોભે છે, કેમકે ત્યાં એનો પર્યાય શબ્દ "પેલો" ક્લિષ્ટ ગણાય છે. ૬ લોપી સાથે સંબંધ.

૭ નરસિંહ મહેતાની છાપરી હજી જુનાગઢમાં એક છેડે રાખેલી છે.

## કડવું ૩ જું. રાગ સામેરી.

પારખ પુરૂષોત્તમજી જેને, તેને કહો શી ન્યૂન્ય રે;
રાચ રચીલું વાસણ કુસણ, મળી આવ્યું જે ઘર શૂન્ય રે. ૧

નિત્ય હરિ કીર્તન ઉત્સવ, મંદિર મળી કરે વૈરાગી રે;
પણ એક પણ મે'તાને મોઢું, ભોજન આપે મળે અનુરાગી રે. ૨

જેવા મે'તો તેવાં મે'તી, સંતોષીને સુખિયાં રે;
સંત જમાડી સાધવી જમે, પર દુ:ખે થાય દુ:ખિયા રે. ૩

એવી નિષ્ઠા દંપતિની જોઇ, સંતાનપતિ થયા પ્રસન્ન રે;
બે સંતાન મે'તાને આપ્યાં, એક તનયા ને બીજો તન રે. ૪

કુંવરબાઇ કોડામણી કહીએ, કુંવરી મહેતા કેરી રે;
સામળદાસ શામળશા અંશે, જે દયાળજીની દેરી રે. ૫

વૃશ્ચિકી મકરી અને મીનકી, તેને હોય બહુ પુત્ર રે;
પરાક્રમી સિંહીકા કહીએ, ઘણા ગર્ભ ધરે છે કુત્ર રે.[1] ૬

ચાલે વ્યાપાર તેહનો, તેહનું તેથી શુભ ઘરસૂત્ર રે;
એક રાજા થાય સર્વનો, શબ્દે અનેક કરે મળ મૂત્ર રે ![2] ૭

'અતિ[3] સર્વત્ર વર્જયેત,' એમ પોકારે વેદ પુરાણ રે;
થોડા સંતાન મેહેતાને, તેનું, કારણ જાણો જાણ સુજાણ રે. ૮

કુંવર કુંવરી ભણતરમાં ભણિયાં, ભુવનપતિ ભગવાન રે;
કીર્તન ઓચ્છવ કરે નિશદિન, ધરણીધરનું ધરી ધ્યાન રે. ૯

(હવે) નાગરે નરસંઇયો ન્યાત બહાર, મૂકી કાઢ્યું લાંણુ રે;
નાગર[4] અર્થ ચતુર ઘટે છે, આ નાગર મૂરખ જાણુ રે. ૧૦

---

૧ કયા, કયારે સિંહણ ઘણા ગર્ભ કયા ધરે છે ? ૨ સિંહણનો એક પુત્ર હોય તે સૌનો રાજા થાય ને તેની ગર્જનાથી ઘણાને ઝાડો પેશાબ થઇ જાય. ૩ અતિશય સદા સર્વત્ર તજવું. મહેતો ભકત છતા તેને ઘણા સંતાન ઇશ્વરે કેમ ન આપ્યાં તેનું કારણ જણાવ્યું, ઘણાં સંતાન સારા નહીં એમ કવિનો વિચાર જણાય છે. હાલ યુરોપી લોકોમાં વસ્તીની વિશેષ વૃદ્ધિ ( over population ) ની સામે વિદ્વાનો ધાસતી બતાવે છે તેવા વિચાર કવિના હતા. સુદામા ચરિત્રમાં પણ ઇસારો જણાવ્યો છે. ૪ ચતુર-રોકેરી.

આમંત્રણ ભક્તનું ટાળી, કયા રે' માનુષી નાત રે;
દેવ દાનવ યક્ષ કિન્નર, દૈત્ય રાક્ષસ વિદ્યાધર જાત રે. ૧૧

તે હરાવ્યા ભક્તને માટે, તો કોણ માત્ર નાગર ન્યાત રે;
પેર પેર પ્રભુએ પીડયા, મારી દુષ્ટને મસ્તક લાત રે. ૧૨

જેનો સંભવ નહીં ચોમાસે, વળી મધ્યમા અખાડે રે;
મહામારી[1] ઉપદ્રવ પ્રકટયો, નગ્રમાં નાગર વાડે રે. ૧૩

અગ્રેસરોને પ્રથમ પકડયા, જેમ જેની પદવી ઉતરતી રે;
ખાખાવીખી કરી નાખી નાગરી, જે નારી સર્વમા ચઢતી રે. ૧૪

કેળના ગર્ભસમા સંતાનો, દેવીએ ખાધા કરડી રે;
અધમોધમની ગ્રીવા ગ્રહીને, મૂળથી નાખી મરડી રે! ૧૫

પુત્રીઓ જે નાગર કેરી, ગાગરડી સાટે નાગરડી રે,
દેવાગનાથી દેહે દશ ઘણી, તેને નાખી ઝકરડી રે.[2] ૧૬

ગૃહસ્થના ગૃહસ્થાશ્રમ[3] ભાગ્યા, હૃદે ભેદિયા વેદિયા રે;
કઠોર નઠોર ઢોર ચોર જેવા, છાકેલા છળને છેદિયા રે. ૧૭

દેવી ધૂણે હું હું બોલે, કે' નહીં બચે એક રે;
વિપ્ર વડા[4] થઇ ખોઇ બેઠા છો, રત્ન રૂપિયો વિવેક રે. ૧૮

ન્યાત શિરોમણિ સંત શિરોમણિ, મનુષ્ય શિરોમણિ મે'તા રે,
નાગરવાડા માહેથી કાઢયા, જે રે'તા ઘણુ દુઃખ સે'તા રે. ૧૯

કીર્ત્તને બોલાવો તેહને, તો તો શાંતિ થાય રે;
જે ઘર મે'તા ચર્ણ-કમળ ધરે, રોગ દોગ[5] ત્યાથી જાય રે! ૨૦

---

૧ કોગળીઉ-મરકી મરેઠીમા વપરાય છે ૨ તાણી દાબીને બાધવુ એવો શબ્દાર્થ, કચરી નાખી ૩ સ્ત્રી મરી જવાથી

૪ નાગરો ઉંચા બ્રાહ્મણ છે તેમની સ્ત્રીઓ રૂપાળી છે વગેરે નાગરોનુ ચઢીઆતાપણુ કવિ સ્વીકારીને ભક્ત પ્રત્યે કરેના અવિવેક માટે તેમના પર જબ્બર ઠોક મારે છે. ૫ રોગની સાથે દોગ બોલાય છે. “ અલામલા રોગ દોગ ” આદિ બાયડીઓ નજર બાંધતા ને બીજે વખતે બોલે છે.

ભોળી ભામા ભોળા શાણા, મે'તાને તે મંદિર તેડે રે;
દેવીની આજ્ઞા છે માટે, દેવીમાં પંચ[1] ઝંઝેડ રે. ૨૧

જે ભવનમાં ભક્ત પધારે, ત્યાંથી મા'મારી નાસે રે;
અતિ ટેકિયાએ ટેક મૂકિયા, ન ઉપાસક[2] ભક્ત ઉપાસે રે! ૨૨

દુરાગ્રહીએ દુરાગ્રહ મૂકયા, મૂકિયાં અન્ય દેવને દેવી રે;
વૈષ્ણવ ભક્તને ભાવે સેવ્યા, સેવી ભક્તિ કહી જેવી સેવી રે. ૨૩

ઘણા ટેકિયે ટેક મૂકયા નહીં, તે ગયા જડમૂળ રે;
તેનાં જનક જનની રઝળી મુઆં, છોકરાંએ ફાકી ધૂળ રે! ૨૪

ન્યાત ભેગી થઈ નાગરે, નરસૈંઇને લીધા નાતે રે;
ગર્વ દળ્યો ગરવાળા[3] કેરો, દયાળ દીનાનાથે રે. ૨૫

વલણ.

દયાળ દીનાનાથજીએ, નાગરને જણાવિયું રે;
ભટ પ્રેમાનંદ પ્રાણ સંકટ, વિઠ્ઠલ વર્ણવી વિડારિયું રે. ૨૬

કડવું ૪ થું. રાગ મેવાડો.

ઇતિહાસ[4] મેહેતાનું કહ્યું, હવે વર્ણવું વિવાય જી;
સામળદાસ જે શામળ રૂપે, તેહ તણો મહિમાય જી. ૧

વડનગર એક કહીએ, નામે જે અર્થવાળું જી[5];
રામ રાજા સરીખો રાજા, કોને કપાટે નહીં તાળું જી. ૨

દંડ ધરે મૂડી[6] જે કાંવે, નિશવાસર કંપે[7] ધજા જી;
લગ્ન માંહે અસત્ય[8] ઉચ્ચારણ, ગુરૂ ઘેર શિષ્યને [9]સજા જી. ૩

૧ ઘણી દેવીઓ—જોગણીઓ. ૨ મરણને વખતે મુસલમાનો સરખા દેવીને માને છે તો દેવી ઉપાસક ન હોય એવા હિંદુઓ માને તેમાં શી નવાઇ? ૩ ગર્વવાળા—ગર્વિષ્ટ. ૪ નરજાતિ છતાં નાન્યતરમાં વાપર્યો છે. ૫ નામના અર્થ (વડ=વડું+નગર) પ્રમાણે મોટું. ૬ જે મુડીઆ—સાધુ હોય તે દંડ ધરેઃ બીજા કોઇને દંડ થવાનો હોયજ શાનો. અહિંયી સંસ્કૃત પાદીએ અલંકૃત કરેલી ખૂબીદાર ભાષા કવિએ વાપરી છે. ૭ શહેરમાં ધજા શિવાય કોઇને કંપવાનું નહીં. ૮ જુઠું તો લગ્ન વખતેજ બોલવાનું. ૯ સજા (શિક્ષા) માત્ર નિશાળીઆને ગુરૂને ત્યાં.

ભેદ[1] જાણે ભાટ ચારણ, છળ લહે અપછરા જી;
ગાળ વા વરસાદ ખાયે, અતિ ભાર ધરે એક ધરા જી. ૪

શું[2] ધર્મ સરખો અંશાવતારી? ના તેને પ્રધાન મધુસુદન જી,
હા, યુધિષ્ઠિર સરખો એ રાજા, એને મંત્રી કા'વે મદન જી. ૫

તે ત્રિકમને[3] ત્રૈલોકય જાણે, જેને કે' સૌ નગ્વર નાગર જી,
સ્વ ન્યાત મદનને જાણે, જે જાતે કે'વાય નાગર જી. ૬

કો કે' અઘટ[4] પ્રભુમા ઘટે નહીં, અસભવિત એહ જી;
ભક્ત ભગવત એક છે, એ જાણો નિઃસદેહ જી. ૭

મદન મેહેતો પરમ વૈષ્ણવ, માટે ગાયા ગુણ જી,
ખટ રિપુ ગો[5] સર્વે જીતી, અવગુણ, દહી થયા સદ્ગુણ જી. ૮

પૂર્વ કેરા દોષે કરીને, નારી ન મળી સતોષી જી,
ભક્તરાજે ભૂત[6] વિચારી, તેને પાળી પોષી જી. ૯

બચીબાઇ નામ તેહનું, જેને પુત્રી કમલાગવરી જી,
પિતા પર પડી તે પુની, ચતુર શિરોમણિ સવરી જી. ૧૦

ચંદ્ર પ્રભા જેમ વાધે દિન દિન, તેમ વાધે છે બાળી જી;
કમળા નામ ધર્યું કારણસર, ચિન્હ સામુદ્રિક[7] ભાળી જી. ૧૧

---

૧ ભેદ–નાના મોટુ–હલકુ ભારે તો કોઇ ગણેજ નહીં ભેદ શબ્દ તો ફકત ભાટ ચારણો (કાવ્યની અદર) જાણે, છળ તો ગુણકાજ જાણે અહીં ભેદ અને છળના જૂદાજ અર્થ કરી શ્લેષ ઘટાવ્યા છે ભેદ પિગળમા અને છળ સગિત શાસ્ત્રમા આવે છે ગાળ તો વાયુ અને વરસાદનેજ પડે (અતિપવન કે અતિ વરસાદ હોય ત્યારે), ઘણો ભાર તો માત્ર પૃથ્વીજ વહેનારો ૨ આવા ગુણ ગાવાથી કોઇએ શકા કરી કે ત્યારે શુ એ ધર્મ રાજાના જેવો અશ અવતારી હતો? કવિ કહે છે ના તેવો નહીં, કેમકે ધર્મ રાજાને તો મધુસૂદન કૃષ્ણ પ્રધાન હતા, પણ હા તે અશાવતારી નહીં પણ ધર્મ રાજા જેવો ખરો કેમકે તેને મદન (કૃષ્ણ) પ્રધાન હતો ૩ તે ત્રિકમ (મધુસૂદન) ને તો ત્રણે લોક જાણે છે ને તેને સૌ નગ્વર નાગર કહે છે. કવિ કહે છે, તો મદનને પોતાની નાત જાણતી હતી અને જે જાતે નાગર કહેવાતો હતો. કેવી કાવ્ય ચાતુરી! ૪ કોઇ કહેશે જે અઘટ–અયોગ્ય છે મદન તે પ્રભુમાં કેમ ઘટે? માટે એ અસભવિત છે પણ કવિ કહે છે ભક્ત ને ભગવતમા ફેર નથી અને મદન મહેતો ભક્ત હતા માટે એવી તુલના ઘટે, અને એજ કારણથી મે તેના ગુણ ગાયા છે (કોઇ મનુષ્યના ગુણ ન ગાવાની કવિને અટક હતી તે આથી પણ સમજાય છે). ૫ ઇંદ્રિઓ ૬ પાછલુ–પૂર્વ જન્મના દોષ. ૭ હાથપગ વગેરેની રેખાઓ ઉપરથી કમળા–લક્ષ્મી એવુ નામ પાડ્યું.

પિતાની ઇચ્છા એવી જે, જેને હોય સામુદ્રિક એંધાણ જી;
પરણાવું પુત્રી હું મારી, ન જોઉં જાણ સુજાણ જી. ૧૨

ગૃહિણી વિચાર વિરૂદ્ધ છે, તે હોયે કદી ભીખારી જી;
લા'વો લાખેણો લેઇ ન શકીએ, એકની એક કમળી મારી જી. ૧૩

મદન મે'તો કે' ચિંતા ના કરશો, અમો જાણું ભાગ્યશાળી જી;
કુલિન વિદ્યાવાન વર જોઉં, દેશ વિદેશે ન્યાળી જી. ૧૪

જોઉં જોઉં નિત્યે કો' છો, કયારે જોશો સ્વામ જી;
વિવા' માલવા ઇચ્છા છે બહુ, આવે સમણે[1] વિવા' કામ જી. ૧૫

ગઇ રાતે સ્વમ મેં પામ્યું, કહુ તમને નાથ જી;
વડીઓ પાપડ કીધા ખૂટયાં,[2] જાનનો બહુ સાથ જી. ૧૬

ગીતાં બાઈ ગઇ થાકયા, જાંદરણીઓએ હુરવ્યાં જી;
ખોટાં ખરા દુશ્મને આવી, જાણે તમને ભરવ્યાં જી. ૧૭

તમે મને મારવા આવ્યા, હુંતો સામી ધાઈ જી,
એવે ઝબકી હુંતો જાગી, બેઠી પરિસ્રણુ[3] સાહી જી ! ૧૮

મદન મે'તો કે' મન વશ રાખો, નહીં તો થાશો ઘે'લાં જી !
વિવા' થયા પુઠે વિવા' માલો, એ શા ઘે'લા પે'લાં જી. ૧૯

મન વશ રાખો માધવ ભાખો, કોનાં પુત્રી ને પુત્ર જી;
સકળ મિથ્યા સંસાર છે, શું મોહ્યા ઘરસૂત્ર જી. ૨૦

બચીબાઇ બચ બચ બોલ્યાં, જાણ્યું તમારૂં જ્ઞાન જી;
સંસાર વેવારમા સમજો નહિ, જ્યાં ત્યા આગળ કરો ભગવાન જી! ૨૧

માધવને ભજજ્યો પછે બેઠા, વે'લા કરો વિવાય જી;
કાલે જોવા મોકલો નહિ તો, પાક[4] ઘરમાં ન થાય જી. ૨૨

મદન મે'તો કે' મોકલીશું, કાલે જોવા બાઇ જી !
પુત્ર પુત્રી સહુ તમારા, મારે જહુરાઈ જોડે સગાઇ જી. ૨૩

---

૧ વિવાદનું કાર્ય સ્વપ્નામાં આવ્યા કરે છે ૨ કીધાં તે ખૂટી પડયા. ૩ આચ્છાદન.
૪ આ જાત કેવા રૂશણું લે છે તેનું આ ચિન છે.

### વલણ.

જદુરાઈ જોડે સંગાઈ સાચી, જેમ મધુકર ને મકરંદ રે;
મદન મેહેતો તર્યો તેથી, કહે જન પ્રેમાનંદ રે. ૨૪

### કડવું ૫ મું. રાગ રામગ્રી.

મદન મે'તે નિશ્ચય કીધોજી, કમળાગવરીનો અર્થ સિધ્યોજી;
નગર માંહે દાડી[1] દેવડાવીજી, નામ પોતા કેરૂં લેવડાવીજી. ૧

### ઢાળ.

લેવડાવી નામને કામ કા'વ્યું, કો જાણે સામુદ્રિક એંધાણ;
નગર નિહાળતાં કો મળ્યું નહીં, મદન કે'' એશી બોલ્યા વાણ. ૨

વડનગર નામ આ પુર તણું, કો નહીં જાણ સુજાણ;
એવે દીક્ષિતજી એક બોલિયા, દીક્ષા ધારી ગુણખાણ. ૩

અમો લહુ એંધાણ[2] સર્વે, પૂછવું હોય તો પૂછો;
રેખો[3] દેખો ગણાવું, અપયશ શાને લૂઞો[4]. ૪

મા'રાજ સામુદ્રિકનો અર્થ સમજ્યા, એટલે ગણી ગણાવી;
બીજાવીઆ ખાતેથી તમને, વાત મુખે ભણાવી. ૫

દીક્ષિતજી દક્ષ તમે તે, હું સરવે મનમાં જાણું;
તમ પુન્ય પ્રતાપથી, સામાનું વિત્ત[5] પ્રમાણું. ૬

મંદિર પધારો મા'રાજજી આજ કરો પ્રસ્થાનું;
વર વર ખોળી ઋષિવર લાવો, તો આપું મન માન્યું. ૭

---

૧ દાડી વગાડી ખબર દેનારને કહે છે. ૨ શરીર ઉપરનાં—સામુદ્રિક. ૩ શરીરની રેખા-રેષા, જે વડે સામુદ્રિક જ્ઞાન કહેવાય છે. ૪ ચોટાડોને અર્થે (દીક્ષિતને કે આખા ગામને તે સ્પષ્ટ નથી, પણ નીચેના વાક્યથી વિશેષે દીક્ષિતને લાગે છે. ૫ તમારા પુણ્ય પ્રતાપથી હું સામાનું વિત્ત (ધીર-સત્તા) જાણી શકુંછું (મુખમુદ્રાથીકે સહેજ તજવીજથી).

વિદ્વાન ધનવાન ને ગુણ ગ્રાહી, ભક્તિવાન ને નીતિવાન;
શ્રેષ્ટ કુલિન નાગરી ન્યાતે, વર[1] જોઇએ ગુણવાન. ૮

ગમતું થાશે ગોવિંદનું, પણ અમો છું દલાલ[2],
ખોટું ગમે નહીં ખાતથી, હોય વૃદ્ધ યોવન બાળ. ૯

દીક્ષિત દક્ષ કે' નિરમ્યુ થાશે, જ્ઞાની થઈ કયા ચૂકો,
ધાર્યું થાતું હોય તો, સુખ સંગ્રહી દુ:ખ મૂકો! ૧૦

અમો પંથે પરવરૂ, ગુહ્ય કહું એક ગુપ્ટિ,[3]
સુને નરતું ગમે ન જાણો તમે, (પણ) વાળ્યા પૂંઠે ન છૂટે મુષ્ટિ[4]. ૧૧

મદન કે' મન માન્યું કરજયો, એ દુહિતા છે તમારી,
બચીબાઈ કે' રૂડુ કરજો, લા'વો લઇએ પુસ્તકધારી[5]. ૧૨

વારૂં કહી વળ્યા મુનિવર, ગયા વરની ખોળે;
નવે ખંડ[6] ફરવા નિશ્ચે કીધો, સમુદ્રની સામી છોળે! ૧૩

પ્રથમ ઇંદ્રદ્વીપ જોયો, પછે કસેર ને તામ્રપર્ણ,
ગભસ્તિમાન નાગ ને સૌમ્ય, વળી ગંધર્વ કેરી ધર્ણ. ૧૪

વારૂણ ને ભરતખંડ જોયો, પણ ન મળ્યો વર વર;
સપ્ત દ્વીપ જોવા નિશ્ચે કીધો, નિહાળી,જુએ છે ઘર ઘર. ૧૫

પ્લક્ષ દ્વીપ પ્રથમ જોયો, પછે શાલ્મલિ જોયો રૂખી,
કુશ ને ક્રૌંચ દ્વીપ જોયા, વર ન મળ્યો થયા દુ:ખી. ૧૬

શાક દ્વીપ પુષ્કર દ્વીપ જોઈ, પછે આવ્યા જંબુદ્વીપે;
ફરતા સપ્ત સમુદ્ર આવ્યા, તે શ્રોતા ધરૂં સમીપે. ૧૭

---

૧ વર કેવો જોઇએ તેની શરતોમાં કંઇ બાકી રાખ્યુ નથી ૨ વિવાહ મેળવવામાં મા બાપ તો દલાલ માત્ર છે, છોકરાંના ભાગ્ય પ્રમાણે સારૂ નરસુ સાંપડે છે આવા વિચાર આપણા લોકના છે. દીક્ષિતે જવાબ પણ ઠીક મઝેનો આપ્યો ૩ ગોપ્યિને ઠેકાણે–નાત. ૪ દીક્ષિત નીકળતી વખત દીર્ઘ દ્રષ્ટીથી કહે છે કે મને નઠારૂં તો ગમતુ નથી, પણ કદી તેવું થઇ ગયુ તો મુઠીવાળી તે તો વાળીજ (બોલબંધ થયા તે ફરવા ન જોઇએ) ૫ દીક્ષિતને સંબોધન અર્થે લાગેછે ૬ અહીંથી નવ ખંડ, સપ્ત દ્વીપ, સપ્ત સમુદ્ર અને સપ્ત ધાતુ કવિએ વર્ણવ્યા છે

ક્ષાર સમુદ્ર ખારા પાણીનો, ઈક્ષુરસોદ શેલડી રસનો;
સુરા સમુદ્ર છે મદ્યનો, સુર અસુર બેલડી કસનો. ૧૮

ઘૃત સમુદ્ર ઘીએ ભર્યો છે, ક્ષીર સમુદ્ર તેહ છે દૂધનો;
દધી સમુદ્ર દહી વડે ભરિયો, શુદ્ધ સમુદ્ર મીઠા જળ શુદ્ધનો. ૧૯

એ સાત સાગર નિરખીને, દક્ષ દીક્ષિત વળિયા;
સપ્ત ધાતુની ખાંણો દીઠે, અચળ દીક્ષિત ચળિયા. ૨૦

લોઢા કેરી ખાણો જોઇ, તેવી કલઇ કેરી ત્યાંય;
શીશું કાંસુ તાંબુ દેખી, ભ્રમીત થયા મન માંય. ૨૧

રૂપું જે રૂપિયાને સ્થાનક, તે જોઇ ભૂલ્યા ભાન;
સોનું દીઠે સૂનું હૃદય, ગઈ ત્યાં શુદ્ધ ને સાન! ૨૨

આ લઉં કે આ લઉં, એમ ઋષિ થયા વિધ્રે ચિત્ત;
બાંધ્યું તે ઉંચકાય નહીં, ભૂલ્યા દીક્ષિત દીક્ષા રીત! ૨૩

'અશક્તિવાન ભવેત્ સાધુ,[1] ' એવું આકાશવાણીએ કહ્યું;
સુણી વિવેક આવ્યો ઋષિને, અરે લોભે તપ મેં દહ્યું. ૨૪

નવ ખંડ ને સપ્ત દ્વીપ લગે, આવ્યો યોગને[2] બળે;
વિવેક વિસરે સર્વે ગયું, હવે મારી કોણ વલે? ૨૫

હે નાથ! અનાથના કહીએ, મદન મે'તો જોશે વાટ;
શક્તિ હીણુ થયો તપ ક્ષીણુ[3] થયો, અવિવેકે વાળ્યો દાટ. ૨૬

સો જન્મ થાયે માહરા, તોય ન ચાલી ઘેર જવાય;
કદી ગયો તો ન ગયા જેવો, હવે મોત આવો જદુરાય. ૨૭

---

૧ સંસ્કૃત કહેવતઃ જ્યારે શકિત ન રહે ત્યારે સાધુ થાય (એમાં શી વડાઇ) મતલબ કે અનેક લાભ લાલચો છતાં માણસ શુદ્ધ રહી શકે ત્યારે ખરૂં. ૨ મનુષ્યની પેઠે પગે ચાલીને આટલું ફરે તો ક્યાં પાર આવે ને કવિનું ગપોડું ઠરે, માટે યોગ-સાધનથી ફરી વળ્યા એમ ઠરાવ્યું છે. આવતા કડવામાં એ બાબત દીક્ષિતની મજાક જેવું કરી પ્રસારો જણાવ્યો છે (કડી ૧૫-૧૬-૨૧). ૩ લોભ વડે તપ ભંગ થવાથી યોગ બળ નષ્ટ થયું, એટલે પાછા કેમ જવાશે તેનો હવે તેમને પસ્તાવો થાય છે.

નિરાશ થઇ તપ કરવા બેઠા, દીક્ષિતજી જે દક્ષ;
અંતર જામીએ અંતર આણ્યું, કરવા મે'તાની પક્ષ. ૨૮

વલણ.

પક્ષ કરવા મે'તા કેરી, શ્રીજી આવ્યા સમક્ષ રે;
ચક્ષ મીચી રૂષિ બેઠા, જયાં એક વડું વડનું વૃક્ષ રે. ૨૯

કડવું ૬ ઠું. રાગ સોરઠી.

પક્ષ કરવા દાસની આવ્યારે, વેષ વૃદ્ધ વિપ્રનો લાવ્યારે;
કર જેષ્ટિકા ઝાલી નાથેરે, મુગટમાં ટીપણું સાથેરે. ૧

હળવે હળવે હરજી ચાલેરે, દેવ તેત્રીશ કોટિ ભાળેરે !
નેણાં ગળે નાશા બહુ ચવેરે, ભમરે ભુજ દઇ ભૂધર જુવેરે ! ૨

વળિયાં[1] પળિયાં આવ્યાં શીરેરે, ચામડી લટકે ચતુર્ભુજ શરીરેરે !
પડ્યા દાંત દીસે મુખ બોયરે, પરબ્રહ્મ પિયા આંખે લો'યરે ! ૩

કરે ખું ખું ખુશાલ ખાંતેરે, ડગલાં ભરે દામોદર સાંતે[2]રે !
વળ્યા કટિમાંથી કીરતારરે, હસે દેવતા જોઇ વાર વારરે ! ૪

આવ્યા આનંદ કંદ વડ પાસેરે, (દક્ષ) દીક્ષિત દેહ દમે નિરાશેરે;
હરજી હળવે હળવે બોલ્યારે, મુનિ સમાધિથી ખોલ્યારે. ૫

હરિ કે' કોણ છો તમે રૂખીરે, દુઃખી છો કે છો ભાઇ સુખીરે;
તમારે જવું હોય ત્યાં જાઓરે, વૃથા ખોટી વૃધ્ધ શે થાઓરે. ૬

અમો અમારાં કર્યાં ભોગવિયેરે, જોગ ખોયાની જુક્તિ જોગવિયે[3]રે.
લોભે દુર દશાને પામ્યારે, જોગ જગ્ન જગદીશ[4]ને વામ્યારે. ૭

---

૧. વળેલાં.

૨. શાન્તિથી-ધીમે ધીમે.

૩. યુજ્ ધાતુ પરથી યોગવવું, જોગવવું, અર્થાત્ મેળવવું-સાંધવું.

૪. બીજીનો પ્રત્યય, કર્મ અર્થે પાછલા શબ્દ જોગ, જગ્નને પણ લાગેછે.

આ વનમા વૃદ્ધ તમે કે'વારે, શું આવ્યા લૂગડાં મારાં લેવારે ?
નારાયણુ કે' નહી લેવા દેવારે, સમાચાર કહ્યા રહુ જેવારે. ૮

લોભ છાડી ઇશ્વર તમે સેવ્યારે, યોગ મળશે કહ્યુ મને દેવારે;
ફરી લોભ તમે ના કરશોરે, વધું વચન સાચું કર્યે તરશોરે. ૯

વિવા' કાર્યમાં ફેરવ્યા ફરશોરે[1], તો તો નિશ્ચે નરકે પડશોરે;
મદન ભક્ત છે ભકત મેળવજોરે, ગરીબ જુઓ તોય હેળવજોરે. ૧૦

આ કા'વ્યું યોગેશ્વર ભગવાનેરે, સુણો આ કાને કે પેલે કાનેરે;
આટલુ કહી અંતર્ધ્યાન થયારે, ઓ ગયા ગયા કે'તાં ગયારે ! ૧૧

દીક્ષિતે ઓળખ્યા દામોદર રે, નિશ્ચે નારાયણુ દેવ વર રે;
ન કર્યા નમસ્કાર દંડવત રે, પુષ્પ ચંદન નહીં અક્ષત રે. ૧૨

લોભી નિરૂભાગીને કયાથી હોયરે, સાક્ષાત દર્શન કરે સંત જોયરે;
જેવી ઇશ્વરની હોય મરજીરે, મદનનુ કામ કરવા કહ્યું હરજીરે. ૧૩

સર્વે દ્વીપને જોયા ખંડરે, હવે નિહાળું આર્યાવર્તખંડરે;
જોયા કલિંગ વ્યંગ ને બંગાળરે, મદ્ર ખંધાર[2] ને પંચાળરે. ૧૪

હસ્તિનાપુર ને જોયાં ઈંદ્રપ્રસ્તરે, અયોધ્યા જોયાં મંદિર સમસ્તરે;
ફરતા આવ્યા ગુર્જર દેશેરે, સાપ વાકો થઇ દરમા પેસેરે ! ૧૫

પ્રથમ ન જાણી ગરવી ગુજરાતરે, ન જાણ્યું જ્યા છે જાત ને ભાતરે;
વિપ્ર જાત લોભી ભણાયરે, મોદક જાણી જાણી અફળાયરે ! ૧૬

આવ્યા ઠેકાણે દીક્ષિત દક્ષરે, જન્મ ભૂમિ ભાળી ખીલ્યાં ચક્ષરે;
હળવે હળવે જોયા ગુર્જરી દેશરે, નથી રે'વા દેતા કંઇ શેષરે. ૧૭

સુરતબંદર ને ભૃગુપૂરરે, વટપત્ન નિરખી હરખ્યું ઉરરે;
ત્રંબાવટી[3] જોઇ અહમંદપૂરી[4]રે, રખે જાતરા રે'તી અધૂરીરે. ૧૮

---

૧ વિવાહના કાર્યમાં ન ફરવા વિષે કહે છે કેમકે મદનની સ્ત્રી તે ફેરવવા ધણી દક લેનાર છે. ૨ ગંધાર-કંદહાર ( આફગાનીસ્તાન ). ૩ ખંભાત. ૪ અમદાવાદ.

ભુજકચ્છ ને ભાવલપૂર[1]રે, દ્વારીકેશ હર્શીને આવ્યું નૂરરે;
વર ન મળે મુનિવર ગભરાયારે, એવે દીઠી ગિરિનારની છાયારે. ૧૯

જાણ્યું જુનાગઢમાં નાગરવસ્તીરે, હસ્તિમળે જ્યા નિપજે હસ્તિરે;
જગદીશ્વર કામ હવે તો કરજોરે, ઘણું થાકયો તે હૃદે ધરજોરે. ૨૦

નહીં જ્યાં સંભવ ત્યાં અથડાયોરે, ભૂલે ભામે[2] ભોળો ભચકાયોરે;
સૌએ જુના નગર જાવા કહ્યુ રે, ભવિષ્ય લખેલું દુઃખ સહ્યું રે. ૨૧

જે થાવાનું તે થઇ ગયું રે, આ છેટની વિનતિ વિનવી કહ્યુ રે;
થાકયો પાકયો ને હરજી હાર્યો રે, જીર્ણ નગરમાં પાર ઉતારોરે. ૨૨

તાપ વેઠી વાયે ધૂળ ખૂકી રે, જીર્ણ નગરી[3] થજે કઇક ઢુકીરે!
દેખું પાસે ને જાય છે આઘીરે, બાધી[4] વાટ શુ હું માઠ્ય વાધીરે? ૨૩

વલણ.

હું માઠ્ય વાધી વાટ કે, આ નગરી નોંય જુનાગઢીરે;
હે હરજી ! આશા પૂરજે, શું વિનવુ વાર વડી વડી રે. ૨૪

## કડવું ૭ મું. રાગ વેરાડી.

શ્રોતા સુણો દીક્ષિતજીની દશા, થાકયા ચર્ણ ને ઘણી લાગી તૃષા;
ક્ષુધા દેવીએ ખાધા કરડી, આવે અરબડીઆ પડે લથરડી ! ૧

ઢહેડતા[5] ખેચે છે ઉપાન, રેણું ઉડયે છાયો અભ્ર ભાણુ !
તાપે આકુળ વ્યાકુળ થયા ઘણું, ધૂળે શરીર ભરાયું પોતાતણું. ૨

---

૧ ભાવનગર (?) ૨ ભમથી. ૩ સજીવારોપણુ અલકાર સબોધન જુનાગઢને શબ્દનો અર્થ લઇ જુના નગર, જીર્ણ નગર નામ-આપ્યા છે. ૪ બધી-શું બધી વાટ મારે માટે વધી ! પ્રેમાનંદે દ્વારકા જુનાગઢ જોયાં હશે એમ લાગે છે. ઉંચાણમાં આવેલાં સ્થાનકો સપાટ પ્રદેશમા નજીક દેખાય છે, પણ અતર કેમે ખુટતું નથી ૫ ઢસડતા આ૫ પ્રયોગ મૂળ ગ્રંથ એટલો શુદ્ધ છે કે તેને માન આપીને એ જોડણી કાયમ રાખી છે. પાકી અશક્ત થવાથી જોડા ઉપાડી શકાતા નથી.

નાશા કર્ણમાં પેઠી રેત, ઋષિ હિમ[1] જેવા દીસે છે શ્વેત !
આ ગામથી દીસે ઓલ્યું ગામ, પણ ઝટ સરે નહિં કંઇ કામ. ૩

થાકયાના ગઉ થયા છે લાંબા, એવે જુનાગઢના જોયા આંબા;
એવો રૂષિયે આણ્યો વિવેક, કોશ કાપતા ચાલ્યા એક એક. ૪

આવ્યા જુનાગઢે જોશી બાવા, મહન નામ દીધે મળ્યું ખાવા;
સૂતા શર્વરીએ[2] ભટ ભલા, નાગરોએ વિચારજ કળ્યા. ૫

કહો કયમ પધાર્યા ઋષિ દેવ, અમથી થઇ ન તમારી (કંઇ) સેવ;
લૂખી ત્વચા રૂધિર ગયું સૂકી, ભૂખી[3] ભટકયો રેણું બહુ ખૂકી ! ૬

દુઃખી મટયો થયો ઘણો સુખી, રૂખી બોલ્યા પોતાને મુખી;[4]
ભાઇઓ વર જોવા હુ આવ્યો, બીજે ભટકયો કો મન ન ભાવ્યો. ૭

હવે જોઉં જુનાગઢ ગામ, મન પ્રસન્ન થયું આણે ઠામ;
નાગર કે' નહીં વરની ખોટ્ય, રખડે ભટકે કાઢે બહુ હોટ્ય ! ૮

મહન મેહેતાનો વેવાઇ થશે, તેના દુઃખ સર્વસ[5] જશે;
દીક્ષિતે કરી જે વાત, પ્રસરી પુરમાં તેહ વિખ્યાત. ૯

જે ઘર વગ હોયે કૂડો રૂડો, કાંણો લૂલો ને દેખીતો ભુંડો;
કાળો કુબડો કે હોય ગોરો, આગળ કરે પોતપોતાનો છોરો[6]! ૧૦

થયા વૃદ્ધ ગયાં ડાચાં ગળી, ધારે વાંઢા મળશે કન્યા ભલી !
કરપી[7] તપાસી ભરે ગાગરડી, ધન હશે તો મળશે નાગરડી. ૧૧

દીક્ષિતને નોતરાં જઇ દઇ આવે, મિષ્ટાંન ભાત ભાતનાં બનાવે;
ઘરની કરે રૂડી સોઇ, દસ્તાગીના મૂકે પોઇ પોઇ ! ૧૨

કોઇનું માગી તાગી લાવે, ભલું થાય દીક્ષિતને ભાવે !
રાતે મનમાં કરે વિચાર, કા'હું તકતાની રૂડી હાર ! ૧૩

---

૧ બરફ સરખા. ૨ રાત્રિ ૩ ભુખે—ભુખ્યો. ૪ મુખે-મોઢે. જેમ ખને ઠેકાણે ઓ, તેમ કોઇએ ને ઠેકાણે ખ કે ઈ વાપરે છે જેમ દે ખું ઈ, કહેતું ઈ, એને ખુ ખને. ૫ સર્વશસ્ સર્વસ્વ ઉપરથી તમામ. ૬ છોકરો કેટલાક ભાગમાં છોરો-ઠોરી-છોરૂ એ રૂપ વપરાય છે. ૭ કૃપણ

ગમે તેમ કરી મન મનાવું, કામ કરી લઈએ દાબ્યું ઢાંક્યું;
આમંત્રણ કરી તેડવા જાય, સ્વપરાક્રમ કહી ફૂલાય. ૧૪

બીજા કને કરાવે વખાણ, કરવા દીક્ષિતજીને જાણ;
જમી જાય દીક્ષિતજી જ્યારે, થાય નિરાશ ઘણું ત્યારે. ૧૫

નિરાશી થાય ગણુતીમા ઓછો, નિર્લજ થઈ પૂછે શું કો'છો !
સ્પષ્ટ ના દીક્ષિત બોલે, તોલ ગયો લહી મનમા ડોલે. ૧૬

નાથ ન તેડે તેને નારી દમે, બ્રહ્મભોજન વારા ફરતી જમે;
ટીખળી નાગરી મળી એક વાર, માણેક મે'તી તેડાવ્યા દ્વાર. ૧૭

કે' ઠાવકે મુખે એક નારી, રાખે બીજી તેને વારી;
"બાઇ આપણે શેને કહીએ, શે આપણું અહિત સહીએ." ૧૮

હા ના કહી કહ્યુ ત્યા એકે, બાઇ દીક્ષિતજીને તું દેખે;
આવ્યા વિવા' કરવા એહ, તુજ તનની ગમી તેને દેહ ! ૧૯

નાથને કો' જમવા તેડે, રસોઇ કરજો બાઇ મારે મેડે !
અમો તારે કાજે કહીએ, ગમે તો મન માહે લઇએ. ૨૦

ભોળી મેહેતીએ ભલું ભાળ્યું, "ખરૂં કે' હોય જે વા'લું[1],"
બાઇ શુભ તમારૂં થાશે, આગળી[2] દેખાડયાનુ પુન્ય અપાશે. ૨૧

બેસો બાઇ જઉં અમો ઘેર, કહું કંથને રૂડી પેર;
વળ્યાં મેહેતી ભોળી જ્યારે, તાળી લઈ લઇ હસી સૌ ત્યારે ! ૨૨

મે'તીએ જઇ વિનવિયા મે'તા, સદા ભક્તિમાં લીન જે રે'તા;
કુંવરના વિવા' અર્થે આવ્યા, તેને જોઇએ ભોજને બોલાવ્યા ૨૩

મારાં સગાંએ હું ને[3] કહ્યું, વળી ઉલટું મેં કંઇક લહ્યું;
નાથ જમવા તેડીને જુઓ, "વાગ્યો તો તીર કે ટપો હુઓ !" ૨૪

---

૧-૨ બૈરા આવીજ જાતનુ બોલે છે ખરૂં તો જે તનનું હોય તે કહેઃ આગળી દેખાડ્યાનું પણ પુણ્ય થાય. ૩ કાઠીઆવાડી પ્રયોગ. હુ ને વિભક્તિના પ્રત્યય લગાડાય છે.

મે'તો કે' છે ભોળી બામા, ઠગી તેને મળી સહુ શ્યામા;
આપણુ શાને કાજે સોચું, છો રે'તું એટલું છોગું ઓછું. ૨૫

ગમતું ગોવિંદ કેરૂં થાશે, તારૂં મારૂં ધાર્યું એળે જાશે;
માટે શાંત થઈ ગોવિંદ ભજો, દેવાર્ચનની સજાઈ સજો. ૨૬

હવે દીક્ષિત જમીજમી થાકયા, સહુને કાળ જેવા મન લાગ્યા;

## વલણ.

કાળ જેવા સહુને લાગ્યા, ભેગા થઈ નાગરે પૂછિયું રે;
મુનિ મન મંદિર કિયું ઠર્યું, કો ચારૂ ચિત્તે રૂચિયું રે. ૨૭

## કડવું ૮ મું. રાગ મારૂ.

તાપસ વિવા' કરવા આવિયા, કે લાવ્યા કંઈ એક વ્યંગ; ગુરૂજી.
અમને કોઈને દીસતા નથી, રૂષિ રૂડા તમારા ઢંગ. ગુરૂજી. ૧

મદન મેહેતે તમને મોકલ્યા, કેમ આવ્યા એકાએક; ગુરૂજી.
મુનિ મદને તમને મોકલ્યા નથી, મોકલ્યે આવો નો'ય વિવેક. ગુરૂજી. ૨

મે'તા મુસદ્દી મંત્રીશ્વરો, તેની તનયાઓ પરણી અનેક; ગુરૂજી.
ઘણા ઘણા વેવીશાળિયા આવિયા, પણ તમથી વળિયો છેક. ગુરૂજી. ૩

નાગર મન તમો નારદ સરખા, પણ કંઈક રાખો નેક; ગુરૂજી.
વર[1] વર્ણ થઈ તમે બહુ કરો, અઘટતો અવિવેક. ગુરૂજી. ૪

ઘણા વૃદ્ધ કુંવારા ફેરી, વળી કુલિનની લીધી લાજ; ગુરૂજી.
વર[2] થઇ વર ખોળવા આવ્યા, એ તમને ન ઘટે મા'રાજ. ગુરૂજી. ૫

સિંહ શિયાળ એક રાસે[3] બાંધ્યા, કો' એ તે કેવું કાજ; ગુરૂજી.
ભાટ બ્રાહ્મણ ભેગા કર્યા, તેથી આવે અમને દાઝ. ગુરૂજી. ૬

---

૧ ઉંચી વર્ણ—જાત. ૨ મોટે ઉપાડે અથવા પોતેજ વર (પરણવાની ઇચ્છા રાખનાર) થઇને. ૩ દોરડે.

ખોટી થયા સહુ કાજ પોતાનું, આપ્યા બહુ બહુ વાજ; ગુરૂજી.
સર્વસ આપવા આવ્યા જાણે, એવો કરો આડંબર આજ; ગુરૂજી. ૭

જાણે એકને આપિયું એકનું લઇ હયો, મનસ્વી તમારૂં રાજ; ગુરૂજી.
ઘેર જવા ગોઠવણી કરો, બાધો પાણી પે'લી પાજ. ગુરૂજી. ૮

બ્રહ્મહત્યા[1] ભય નહીં ગણે, જુનાગઢી નાગરી સમાજ; ગુરૂજી.
પુરશ્ચરણ ગાયત્રી કરીને, બ્રહ્મહત્યાનો કરે તાજ[2]. ગુરૂજી. ૯

વાઘ બકરી એક આરે બાધ્યાં, એ ઘણો કર્યો અન્યાય; ગુરૂજી.
કુલિન વૃદ્ધની લાજ લીધી, તમે દો' એવું કદી થાય? ગુરૂજી. ૧૦

ફરતા ફરતી સુખડીથી[3] કદી, ભરવું હતું પેટ; ગુરૂજી.
મત્રી[4] નામે જમાડત સર્વે, કંઈ ઉપર આપત ભેટ. ગુરૂજી. ૧૧

પણ દક્ષ દીક્ષિત તમને ન ઘટે, સ્વારથ[5] કેરી ટેવ; ગુરૂજી.
નાગર સહુ કોઇ એમ જાણે છે, કે દીક્ષિત આપણા દેવ. ગુરૂજી. ૧૨

અનમી નાગર પાયે લાગે, તજી પોતાનો અહમેવ; ગુરૂજી.
વિવા' કર્યા વિના અહિંથી જશો તો, કો નાગર નહિ કરે સેવ[6]. ગુરૂજી. ૧૩

નાગર જાગડ[7] જેવા જાણો, જેની વિશ્વ લહે કુટેવ; ગુરૂજી.
બચવું હોય કદી બ્રહ્મ તમારે, તો અત્ર વિવા' કરો તતખેવ. ગુરૂજી. ૧૪

કઠોર કે'ણ નઠોર નાગરનાં, સુણી દીક્ષિત બોલ્યા બોલ; દુષ્ટો રે.
લોભી હથી હું લાલચીઓ, એવો મારો તોલ્યો તોલ. દુષ્ટો રે. ૧૫

નાગર[8] પણું નાગર થઇ કરો છો, હુંને ધાર્યો ભોળો બ્રહ્મ; દુષ્ટો રે.
તાપસ કેરૂં તપ બળ દેખો, લેખો મારાં આજે કર્મ. દુષ્ટો રે. ૧૬

---

૧ બ્રાહ્મણને મારવો એ મહાપાપ ગણાય છે, પણ નાગરો તેનો ભય રાખનાર નથી; મતલબ કે મારી નાખશે ( મારવાનો ભય બતાવે છે ) ૨ ત્યાગનો અપભ્રંશ. ૩ મિષ્ટાન્ન–પક્વાન્ન અર્થે પ્રસંગે વપરાય છે ૪ દિવાન ( મદન ) ના નામથીજ સર્વે તમને જમાડત. ૫ જમવાનું તો આમે મળત તો બીજો કયો સ્વાર્થ? પોતે પરણવાનો એમ તેમનું કહેવું જણાય છે. ૬ સેવા ચાકરી ઉપરથી ભેટ દાન દક્ષિણા એવો જે ગૌણ અર્થ તે અહીં સમજવો. ૭ જાગર–જાગડ–ઝાગર અર્થવા જાગરિયા ( ભૂતાવળ કાઢનાર ). ૮ નાગરી ચતુરાઇ ( પક્ષ.ક્તિમાં ).

સર્પ[1] સિંહ ને બ્રાહ્મણુ જાણ્યા, આ સૃષ્ટિનો કરતા નાશ ! દુષ્ટો રે.
ભય પ્રમાદ કુસંપથી ત્રયે, અતિ થયા નિરાશ. દુષ્ટો રે. ૧૭

તેમાનો મુજને લેખો છો, કર્મે[2] જડ શું બ્રાહ્મણુ કોક; દુષ્ટો રે.
નાશ કરૂં નાગર કેરો, નહીં તો, મુજ જાદા જાય જમલોક ! દુષ્ટો રે. ૧૮

જેને ઘેર જમવા ગયો, મુજ પાસે છે તેના નામ, દુષ્ટો રે.
મુજને ભોજન આપતા, લહુ[3] ખર્ચ થયુ જે જે ધામ. દુષ્ટો રે. ૧૯

મુજ તપ તણા પ્રતાપથી, લ્યો લેખું લહી દ્રામ, દુષ્ટો રે.
દ્રવ્ય શબ્દ નીકળતા માંહે, દ્રામ ઢગલા થયા તે ઠામ ! દુષ્ટો રે. ૨૦

લ્યો જેને જે ખર્ચ થયો હોય, તે તે ગણી ગણી સર્વ, દુષ્ટો રે.
શું ભીકણુ પરતંન મુજને ગણ્યો, આજ ગાળુ તમારો ગર્વ દુષ્ટો રે. ૨૧

વઘ બકરી હારે કરૂં, વળી સિંહને કહી શિયાળ, દુષ્ટો રે.
હો[4] કુવારાની લાજ ખોઇ, હવે જુઓ વરેલાના હાલ ! દુષ્ટો રે. ૨૨

અનમી નાગર હોસે નમે, તે કહો હવેથી જાય, દુષ્ટો રે.
હું ખરો, અનમી નમી કરૂં, વળી ટેકીલા અટેકીલાય. દુષ્ટો રે. ૨૩

એકલો ધારી મુજને, શું બ્રહ્મહત્યા કરશો દુષ્ટ ? દુષ્ટો રે.
[5]મુને નિર્બળ ધાર્યો વૃથા કરૂં, દુષ્ટ દાખું થઇ રૂષ્ટ પુષ્ટ. દુષ્ટો રે. ૨૪

એક નિમિષ કેરા તપથી, જુઓ જણાવું પ્રબળ, દુષ્ટો રે.
બળ બુદ્ધિ બહુ બહુ કરજો, નિર્બળનું જોવા [6]સબળ દુષ્ટો રે. ૨૫

નિમિષ નહીં નિમિષાર્ધનુ, મૂકયું તપ તાપસ, દહ્યા દુષ્ટો રે.
ખડ્ગ ખપુવા[7] ખાતે એને, જાણે લેશે કસે કસ. દહ્યા દુષ્ટો રે. ૨૬

---

૧. સાપ, સિંહ, ને બ્રાહ્મણ ( બ્રાહ્મણોને પણ ઠીક લીધા છે ! ) એમને આ જગતનો નાશ કરનારા સમજો પણ સાપ ભય વડે, સિંહ પ્રમાદ ( બેદરકાર ) વડે, અને બ્રાહ્મણ કુસંપથી ફાવી શકતા નથી. ૨ કર્મે જડ-ન ફરી શકે એવો ૩ ગણ, ગણું છું. ૪. કહો છો ૫ મને નિર્બળ ધાર્યો તે મિથ્યા કરૂં અથવા જો તમે નિર્બળ ધાર્યો પણ હું તમારો નાશ કરૂં. જોરાવર થઇને તમને રજાડું ( દુષ્ટપણું જણાવું ) ૬ નાગવાચક સુબળ અર્થે ૭ ધી હોમવાના

જેટલા નાગર તેથી બમણા, દૈત્ય ને થયા જક્ષ ! દહ્યા દુષ્ટો રે.
શિખા પકડી [1]સમશેરની, કેટલા કરતા લાગ્યા ભક્ષ ! દહ્યા દુષ્ટો રે. ૨૭

ઢીલી ધોતી પડી પાઘડી, તે જુએ દીક્ષિત દક્ષ; દહ્યા દુષ્ટો રે.
મા મારો કોઈને જીવથી, લાવો સર્વને હું સમક્ષ. દહ્યા દુષ્ટો રે. ૨૮

ઝકડી પકડી આણીઆ, હારી નાગર કે' "[2]રક્ષ રક્ષ", દહ્યા દુષ્ટો રે.
[3]ભક્તિમા વીર ઘટે નહીં, રખે ઉઠાવો કોઈ પક્ષ. દહ્યા દુષ્ટો રે ૨૯

[4]દક્ષ નાગર હારીઆ, તેણે શાંત થયો વીરરસ; દહ્યા દુષ્ટો રે.
સમક્ષ આણ્યા નાગરો, જે રસે હતા રસ બસ ! દહ્યા દુષ્ટો રે. ૩૦

દુરાગ્રહી ટૈડીલા કહે, ક્ષમા કરો અપરાધ; ગુરૂજી.
અમો અજ્ઞાન નાગર સર્વે, તમો મોટા સાધ ! ગુરૂજી. ૩૧

આશ્રિતોને મારતાં રે, લાગશે તમને બાધ; ગુરૂજી.
લળી લળી અમો કહું, અમે ખાધું તમારૂં અખાદ્ય[5] ! ગુરૂજી. ૩૨

વિપ્રવર પ્રસંન્ન થઇ કે', સારો બતાવો મુને વર; દુષ્ટો રે;
ના જાણો તો ના કહો, અમો જાઉં અમારે ઘર દુષ્ટો રે. ૩૩

દાવ[6] આવ્યો દબાવીને, નાગર કે' બતાવિયે રૂડું; ગુરૂજી;
શાંત થાય આ સર્વ કો, વળી ન થાય કોઇનું કૂડું. ગુરૂજી. ૩૪

અમૃત દ્રષ્ટિએ નિર્ખતાં, થયું વિસર્જન તતકાળ; ગુરૂજી,
પ્રણામ કરી કે' વિચારીને, નિશ્ચે બતાવું કાલ ગુરૂજી. ૩૫

વલણ.

નિશ્ચે બતાવું કાલ કહી, ગયા નાગર સર્વે ઘેર રે;
ભય ગયે મન ભેદ સૂઝયો, કંઇ કરીએ બ્રહ્મની પેર રે ! ૩૬

---

૧ સમશેર બહાદુર–જોરાવરની ચોટલી પકડી. ૨ રક્ષણ કરો, રક્ષણ કરો. ૩. ભક્તિ (શાંત રસ) મા વીર રસ ઘટે નહીં એવો પક્ષ–તકરાર કોઇ ઉઠાવતા નહીં. ૪ દક્ષ દીક્ષિતને હ઼રાવ્યા તેથી શાંતનો વીર રસ થઇ ગયો આથી રમ વિષે કવિની હાથી સમજ જણાઇ આવે છે. ૫ ન ખાવા યોગ્ય, અજીઠું–એંઠું ૬. પોતાનો દાવ ઠીક આવ્યો જાણી અથવા લાગ આવ્યો છે તે દબાવી (છાનો ગણી) ને નાગરો કહેવા લાગ્યા (વક્રોક્તિમાં) કે અમે રૂડું બતાવિયે છીએ, પણ નીચેની કડી ઉપરથી પહેલો અર્થ વધારે સારો છે.

## કડવું ૯ મું. રાગ મેવાડો.

નાગર અપમાને ઘણું બળ્યા, બ્રહ્મ તેજ મને[1] સહુ કળ્યા;
વિપ્રને બનાવા રાતે મળ્યા, કે' ઇંદ્ર જાળે બ્રાહ્મણે છળ્યા ? ૧

શું નાગર વરથી આપણુ ટળ્યા, વિચાર કરી જયા જાઉ[2] ત્યા વળ્યા;
નિશ્ચે કરી ગયા મળવાને, ફરી પ્રાણુ દાતાને છળવાને. ૨

દીક્ષિતે મનમા નવ આણ્યુ, વિષ પીયૂષ[3] થવાનું જાણ્યું;
સર્પને પય પાયે ઝેર જશે, શાર્દૂલ મનુષનો હવે થશે. ૩

ભૂચર થાશે રે વિહંગમ, ભાટ થાશે ભવિષ્યે બ્રહ્મ;
વાયસ હંસ હવે તો થશે, જાણ્યું ઇશ્વર નિમ તો ફરશે. ૪

ક્રોધ કર્યે તપ ગયું માટે, સવળુ સમઝ્યા અવળા સાટે;
કદી ધારો કે સર્વ થાય, પણુ નાગર વટ કેમ જાય ! ૫

સમય થયે આવ્યા સર્વ, (દીસે) ગૃહસ્થ વેદિયાએ તજ્યા ગર્વ,
દંડવત્ કરી દીક્ષિતને નમે, ક્ષમા અપરાધ કરો તમે. ૬

મળી રહ્યા જ્યારે બધા, માહે નવા ઘણાક વધ્યા;
નાગરોએ પૂછ્યુ બ્રહ્મને, કેવો વર ગમે છે તમને. ૭

તે કરો કરૂણા કરી પ્રકાશ, દાસ બતાવી મુએ ત્રાસ;
જે જે જોયા તે કેમ ન ગમ્યા, શાથી બ્રહ્મ તમે મન ભમ્યા. ૮

દક્ષ દીક્ષિતજી બોલ્યા ત્યારે, પૂછ્યું નાગરોએ જ્યારે;
જોઉ વર તો ઘર ન હોય, ઘર હોય તો વર ન હોય ૯

વર હોય તો ન હોય કૂળ, કુલિન માથે ઘાલે છે ધૂળ !
અવિદ્વાન વર ઘર કંઇ, જોઈ તન તૃપ્તિ થાય નહિ. ૧૦

વિદ્યાવાન હોયે વયે વૃદ્ધા, ત્યા બેસે નહીં મુજ શ્રદ્ધા;
રૂપ ગુણુ હોય વળી કોમા, કન્યા ઉતરી નહીં કુળ સોમા. ૧૧

---

૧. મનથી–મનમા ૨ જયા જવાનુ (દીક્ષિત પાસે) તે તરફ વળ્યા. ૩ અમૃત.

મદન કન્યા આપે જેવાને, (તેવા) ઇચ્છે વ્યસન રૂપી મેવાને;
કુળવાન વિદ્યાવાન જેહ, કાણો કુબડો હોય તે દેહ. ૧૨

વાંઢામાં કોઇ કોઇ સારા, તે તો લાગે લોલે અકારા;
મદને કહ્યું વળી જેવું, કેવું મળવું કો' ભાઈ તેવું. ૧૩

તેને જોઇએ સામુદ્રિક એંધાણુ, વળી જોઈએ જાણુ સુજાણુ;
એવો વર ન મળ્યો શું કરીએ, મોત આવે તો નિશ્ચે મરીએ. ૧૪

ખમા મા'રાજ એવું માં ભણો, ગણો ટોટો નથી વર તણો;
તમો કહો તેવો વર અહીં, વિદ્યાવાન ગુણવાન છે સહી. ૧૫

બળવાન બુદ્ધિવાન તેહ, જેનો પુટ્ટડો ઘણો છે દેહ;
એક ક્રોધ મુખો ખળ છળ લહે, વદન ઠેકાણે રાખીને કહે! ૧૬

મોંઢે પટકુળ પાણુ દઇ હસે, ન રે'વાય તે આઘો ખસે,
સપ્ત શતી ઉપાડી મળીને, ખળ રહ્યા તેથી ખળીને.[1] ૧૭

વળી તાજે ભય મનમાય, તેથી ગુપ્ત હસે સૌ ત્યાંય;
શાણો કે' મા'રાજ સુણિયે, ચેષ્ટાખોરને મારે છે કુણિયે.[2] ૧૮

કુળવાન નીતિવાન ઘણો, ઉંચ કુળની જનનીનો જણ્યો;
તમે કહ્યાં સામુદ્રિક એંધાપુ, તેની ભરી છે તેમા ખાણુ! ૧૯

સર્વત્ર ક્યાંથી હોય રૂપિ, ચાંદ્રાયણ[3] વ્રતે રે' છે દુઃખી!
મંત્રી મદન ઘણા ગૃહસ્થ, વસ્ત ભરશે જોઇએ સમસ્ત. ૨૦

દીક્ષિત કે' તે વર કિયો, (જેનો) જનક જમાડ્યા વિણ રિયો;[4]
શાણો કે' તેને હુતો શોક, નહીં તો નરસંઇ નાણાહાર[5] રોક! ૨૧

એક બે વૃદ્ધ સાથે લીધા, વિચાર મેહેતો જોયાના કીધા;
નાગર કે' અર્થ હાવે સિધ્ધા, જશે રૂપિજી શૂળે[6] વિધ્યા. ૨૨

---

૧ નહીં તો હસી પડત ૨ પાછળથી કોણીયો મારી વારે છે. ૩ મતલબ કે ખાવા પીવાના વાંધા છે! ૪ રહ્યો. એ રૂપ ઘણે ઠેકાણે હજી વપરાય છે. ૫ વક્રોક્તિ. ૬. મદન ચતુરાએ ચઢાવશે.

અહીં વિવા' કરી જો જાય, તો તો તાલ ભલેરો થાય;
કેટલા કહે જોવા જઇએ, ના[1] ના "હસ્યા વિના ન રહીએ." ૨૩

ચેષ્ટા ચતુર દીક્ષિત ન ચેત્યા, ગયા મંદીરે રે'તા જ્યાં મે'તા;
વાટે શામળ મેહેતા બેઠા, તે કા'વે મેહેતાના બેટા. ૨૪

### વલણ.

બેટા મે'તા તણા ભેટ્યા, શામળશા શામળ અંશ રે;
ટેટા[2] વટ જેવા એ બેટા, વર[3] દીપાવ્યો જેણે વંશ રે. ૨૫

## કડવું ૧૦ મું. રાગ સામેરી.

દીક્ષિતને જોતાં શામળશા મળિયા, સારાભાઇએ દૂરથી કળિયા;
ત્રિકમરાયભાઇ કે' ભાળીએ, ઉત્તમ વર જોઇ દુઃખ ટાળીએ. ૧

### ઢાળ.

દુઃખ ટાળીએ દીક્ષિત રૂડા, શ્રેષ્ઠ વર શામળશા જુઓ;
ચતુર શિરોમણિ શાંત એ, ભકત શિરોમણિ અંશે હુઓ. ૨

એવે નિકટ શામળ આવીઆ, ભાવીઆ દીક્ષિતને હ્રદે;
તન કેરૂં તેજ જાણે, દ્વાદશ શુચિ થયા ઉદે. ૩

ત્રિકમરાયે ત્યાં પૂછિયું, ભાઇ ભકત[4] ભવને ભેટશે;
બોલ્યા અમૃત પેં અતિ ઉચ્ચવાયક, શું મૃત તણાં દુઃખ મેટશે.[5] ૪

હા, "હશે હરજી હાથ માંહે, સેવા વખત જાણો સહુ;
કંઈ કામ હોય મુજને કહો, જઇ જનક જનનીને કહું." ૫

પરમ વૈષ્ણવ દીક્ષિત બોલ્યા, દર્શન કરવાં માહરે;
પૂજા કરી પરવારી ઉઠે, કે'જો, સંત શિરોમણિ જાહરે.[6] ૬

સંત જાણી શામળે કહ્યું, આવો બેશીએ મંદિર મુનિ;
હવણાં કીર્ત્તન કરવા ઉઠશે, બાકી સહસ્ર નામની ધુનિ.[7] ૭

---

૧. બીજા બોલ્યા, નહિ નહિ, જોવા તો ન જવું, કારણ ત્યાં હસ્યા વિના રહેવાય નહિ. ૨. "વડ જેવા ટેટા ને બાપ તેવા બેટા." ૩. 'વર' અર્થે સારો. ૪. મેહેતા ઘેર મળશે ! ૫. શામળશા જે અમૃતથી ચઢતાં વચન બોલ્યા તે વડે શું (જન્મ) મરણનાં કે મૃત્યુ લોકનાં દુઃખ ટળશે ? અથવા કેવાં ટળી જશે ? ૬. ઉઠે સાથે સંબંધ. ૭. ધ્વનિ. સહસ્ર નામ–તે વિષ્ણુ સહસ્ર નામની ધૂન બાકીમાં છે.

બારી જાળી અટારીએ, ચઢી જુએ નાગર નાગરી;
પાણુ ફેરી તાળી લઇ લઇ, હસે અન્યોન્યે જાતે જાગરી[1], ૮

એવે પર્ણકુટી સમીપ આવ્યા, દીક્ષિતજી રૂઠા દક્ષ;
બેશી[2] પેશી દ્વાર માહે, ગયા સત સંત સમક્ષ. ૯

સાથનાએ દીક્ષિતને કહ્યું, આ ચર[3] ચાંદ્રાયણ કરે;
દીક્ષિત કે' સંત સર્વ એવા, ભૂન્ર જે જોઈએ તે ભરે. ૧૦

એમ ગોષ્ટ કરતા આવીઆ, બેઠા નરસઇ મેહેતો જયાય;
એવે મે'તીએ દીક્ષિત નિર્ખિયા, ઘણું ખુશી થયા મન માય ૧૧

વિવા' થશે મુજ પુત્રનો, ત્યારે ગીતાં હરિના ગાઇશું;
મા'પ્રસાદ સમર્પી સ્વામને, પછે કંસાર સર્વે ખાઇશું. ૧૨

ઉત્તમ તુળસી માળ પે'રી, અમો કહેવા જાઇશુ;
સુભગ ભાળે ગોપીચંદન, કરી વિવા'તા થાઇશું. ૧૩

અરે ઘરમાં નથી ઘૃતં શર્કરા, લાવ્ય કહ્યું જઇ કંથને,
ચેવિશાળિયો જો જાણશે, તછ જશે તો તો સંતને. ૧૪

એમ વિચાર કરતા આવીઆ, એવે સ્મૃતિ મનમા થઈ,
અરે ઇશ્વર શુ થયુ, ગોવિંદ ગત મુજ કયાં ગઈ. ૧૫

એવે સત સેવા થકા ઉઠ્યા, તો જોયા મહા મહંતને;
જેમ ચાતક ચન્દ્ર વડે ખુશી, તેમ કોકિલા જોઇ વસંતને. ૧૬

એમ સંત પ્રસન્ન સત દીઠે, ક્ષેમ કુશળ પૂછી નમિયા:
ધન્ય કરૂણાકર પધારીઆ, દર્શને દોહેલા સમિયા. ૧૭

ઉઠો સત સ્નાન કીજે, હરિ ભજવા વેળા વહી જાય;
સત સર્વસ ધન શ્યામળો, ન ભજીએ તો દુભાય. ૧૮

---

૧. પાછળ ભાસર શબ્દ જુઓ ૨. બારણું એટલું નાનું કે બેઠા વિના પેસાય નહિ ૩. ઘરી. ફંદીને ચાંદ્રાયણ વ્રત થાય છે મતલબ કે રોજ દળવાને દાણા પણ હોતા નથી. દીક્ષિતે હાવેડો જવાબ આપ્યો કે સંત તો સઘળા એવાજ હોય.

સાથે જાતિલા જેહ હુતા, તેને વિગને કર્યો પ્રણામ;
મુજ મંદિર પાવન કર્યું, કહો હું સરખું કંઈ કામ. ૧૯

દીક્ષિત કે' હું સંગ આવ્યા; દેખાડવા તમ ધામ;
સંત સેવા પરવારીઆ હો, તો આવી બેશો આ ઠામ. ૨૦

ત્યારે[1] મેહેનાજી બોલીઆ, કીર્તન કરીને આવું;
નાગર કહે કામ વિવા'નું, ગરજે રહેવા દો ગાવું. ૨૧

નરસંઇયો કે', નારાયણ મરજી, થવાનું તે થાશે;
નિયમ[2] જાય જો વિવા' અર્થે, તો એ વિવા' શે ન તજાશે. ૨૨

એમ કહી ભજને તે ચાલ્યા; મે'તી આકુળ વ્યાકુળ થાય;
વેવીશાળિયો ઉઠી જાશે, શે કંથ કીર્તને જાય. ૨૩

મેહેતા સમીપે મેહેતી આવ્યાં, બીજાને બેઠલા જોઈ;
અણુસારા સણુસારા બહુ કર્યા, શે જવા દો આ સોઇ. ૨૪

મેહેતે સામું નિરખ્યું નહિ, મે'તી ગ્લાનિ પામ્યાં મન;
ગંગા[3] સ્નાન વિધિએ નહિ, કરે ક્યાંથી આજ્ઞે સદન. ૨૫

અચાલે મન વશ કરિયું, ઘડીએ ઘડીએ જોતા જાય;
વેવીશાળિયો ઉઠી જશે, શે કીર્તન પૂરૂં નવ થાય! ૨૬

વલણ.

કીર્તન પૂરૂં ને થાય વે'લું, સમય સાચવજો મોરાર રે;
પ્રેમાનન્દ પ્રભુ ભક્તિ વિણ, દૃઢ હદે નહિ નિરધાર રે. ૨૭.

## કડવું ૧૧ મું. રાગ કેદારો.

દેહતા જોઇ મુનિવર ચળિયા, વેવાઇ રૂઠા મદનને મળિયા;
મે'નતે મોહન આવ્યા સામા, અવાગ્નના દુઃખને હવે (તો)વારયા. ૧

૧. ત્યારે–તે વારેનું કવિતામાં વપરાતું જૂનું રૂપ. ૨. કેવી દૃઢ ભક્તિ! ૩ ઘેર બેઠાં ગંગા મળ્યાં પણ વિધિથી સ્નાન ક્યાંથી કરે.

જેવું જોઇએ તેવું મળિયું, (હવે) કમળાગવરીનું ભાગ્ય ભળિયું;
સાધનાને દીક્ષિત કહે છે, ધન્ય ગામ જ્યાં આ સંત રે'છે. ૨

હુંને ન દેખાડયો તમે પે'લો, થે'લો ન થાત જાત ઘેર વે'લો;
વર જેવો જોઇએ તેવો રૂડો, દીસે શાંત ને ભક્તિયે શૂરો. ૩

'આકૃતિ[1] ગુણાન્ કથયતિ', મતિમાન મળિયો કહે જતિ;
નાગર કે' અમ મન ન આવ્યું, તેથી બતાવ્યું દાવ્યું ફાવ્યું. ૪

તમને આવા ઝવેરી ન જાણ્યા, (જાણું) નાગર ગુરૂ હશે કંઇ શાણા;
(અમે) લહ્યું ગર્ધવ ગાયની જાણ્યો પેર, તેથી મેહેતો રહ્યા મોટા મેર! ૫

ક્રોધે બોલતા દીક્ષિત લહ્યા, સારા ભાઇએ ટાઢા બોલ કહ્યા;
મા'રાજ જેને ગર્જ હોય તે આવે, પોતાનું મૂકી બીજું કોણ બતાવે. ૬

એવી એવી ગોષ્ટ કરે છે જેવે, નરસંઇ મેહેતો પધાર્યા તેવે;
ત્રિકમરાય સારાભાઇ બોલિયા, દીક્ષિત રખે ઠગો મે'તા ભોળિયા. ૭

અમો અમારે મંદિર જઇએ, ખાવા વખત થઇ જઇ ખઇએ;
દીક્ષિત કહે સારૂં સધારો,[2] પણ વે'લા ગમાશ્રમ[3] પધારો. ૮

"આવીશું" કહીને તે ગયા, મન મેહેતીને ઉચ્ચાટ થયા;
માટે વાટે વે'લાં જઇ મળિયાં, બેને પૂછયું વિવા'નું કંઇ કળિયા. ૯

તે કે' જરૂર તમં ઘેર કરશે, અમે સજડ કર્યું નહિ ફરશે;
મે'તી કે' રૂડું તમારૂં થાશે, (આવું) પુન્ય કરેલું કદી ન જાશે. ૧૦

વારૂં કહી તે તો વળીઆ, ઠીક એ સંતે[4] સંતને છળીઆ;
હવે દીક્ષિત કહે સુણો મે'તા, માગ્યું આપો રખે ના કે'તા. ૧૧

મેહેતો કે' આપે વિશ્વાધાર, કો' જે કે'વું મને નિરધાર;
દીક્ષિત કહે માગીએ અમો, મદન ઘેર વિવા' કરો તમો. ૧૨

---

૧. આકૃતિ વડે ગુણ જણાઇ આવે છે. ૨. સીધાવો—જાઓના અર્થમાં. ૩. ગારે ઉતારે. ૪. વડોગ્નિ.

નિસ્પૃહી જોઈ એણીપેર ભાખ્યું, બાકી ગર્જ પોતાની તે ન દાખ્યું;
મે'તો કે' અડસઠ તીર્થ આવે ઘેર, વામન[1] કરે મેર તો કોણ કરે વેર. ૧૩

નાગર ન્યાતે ખોળ્યા વિના કન્યાય, મળે તો ના કેમ કે'વાય,
દીક્ષિત કે' બોલાવો તમ તન, પૂછી ગાછી મન કરૂં પ્રસન્ન. ૧૪

મેહેતે સામળશાને બોલાવ્યા, તોલ દીક્ષિત પાસે તોલાવ્યા;
દીક્ષિત કહે શુ શું ભણિયા, કે' વિષ્ણુસહસ નામ મેં ગણિયાં. ૧૫

દીક્ષિતે પૂછી બત્રી કળા રાગણી, ભાસ્કરાચાર્યની પૂછી ભાગણી;[2]
પૂછી ચૌદ વિદ્યા ચોસઠ કળાય, કાવ્ય પુરાણની પૂછી કથાય. ૧૬

વેદના પૂછ્યા વિધ વિધ ભેદ, ખટશાસ્ત્ર પૂછી ખોયો ખેદ;
સૂત્ર વેદાગ ને ઉપ પુરાણ, વૈદ્ય વિદ્યા જાણે જાણ સુજાણ. ૧૭

સુરસેની માગધીમા પૂછિયું, પ્રાકૃત[3] પૂછે રૂડું રૂચિયું;
જે જે પૂછે દીક્ષિતજી રૂડા, તે તે કહે ભક્તિએ જે શૂરા. ૧૮

દીક્ષિત કે' સર્વ લહો હરિદાસ, હસ્ત નિરખુ આવો મુજ પાસ;
કમળમાં ભ્રમર જેમ બેસે, કુંદનમા હીરો જયમ પેસે. ૧૯

તેવા કર ઋષિના સામળના, શુભ આંક દીસે દીસે નહિ છળના;
સામુદ્રિક ગ્રંથે કહ્યા જે જે, એધાણ ચિન્હ મળ્યા સઉ તે તે ૨૦

એક રેખ[4] જોઈ રૂષિ ખંચાય, મોહન માયા આવર્યું રંજાય,
સકળ ગુણ શિરોમણિ નિરખ્યા, હરિ ભક્ત ઘણું મન હરખ્યા. ૨૧

ત્યાં તિલક લલાટે કરિયું, શ્રીફળ મંગાવી હસ્તમા ધરિયું;
મેહેતો કે' રખે રૂષિ ફરતા, લોકાચાર છે અતિશે નરતા. ૨૨

હું ધન હીણ તેણે કે' કુળહીણ, પ્રથમ ચેતાવું ઋષિ પ્રવીણ,
કે'શે ખાવા એને નથી મળતું, નાગરો છે કે'શે કઈક ભળતું.[5] ૨૩

---

૧ ઠીંગણાને મેરૂ જેટલો ઉંચો કરે તો (ના કહી) વેર કોણ કરે ૨. ગુણાકાર (આંક ભણ્યા પછી જે ભાગના મેળવવા કહે છે તે) ૩. અહીં ગુજરાતીના અર્થમાં બહુધા હશે. અથવા સુરસેની વગેરે ચારે પ્રાકૃત ભાષાઓ. ૪. આયુષ્યની રેખા બળવાન નહોતી તેથી આચકો ખાધો, પણ ઈશ્વરી માયાના આવરણથી (તે વાત ભૂલી જઈ) રાજી થયા ૫. ગમે તેવુ. આવે અર્થે મરેઠીમાં આ શબ્દ બહુ વપરાય છે.

કેશે નરસંઇયો નથી ન્યાતે, સુનિ ચેતાવું સઘળી વાતે;
કેશે કુંવરને ફેફરૂં આવે, ઓપડ કરવા સંત વેરાગીને લાવે. ૨૪

(કધન)[1] કે' નાગર કન્યા ઉઘાડી હોય, તેમ વરને જુઓ ભય નો'ય;
જેવો છે તેવો કાલો ઘે'લો, મેલો દરિદ્રી જુઓ પે'લો. ૨૫

દીક્ષિત કે' સંત રહો વિશ્વાસે, બ્રહ્મ વચન મિથ્યા કેમ થાશે;
કદી પડે આકાશના તારા, તોય તાપસ નો'ય ખોટારા. ૨૬

કદી પશ્ચિમ ઉગે રવિ, નિસ્તેજ થાય ગૃહમાં કવિ;[2]
એ કદી થાય ભવિષ્યે ખરૂં, પણ અમો ન ફેરવ્યા ફરૂં. ૨૭

શ્રીફળ લીજીએ ભક્તમા ભાણુ, કરો નાગરી ન્યાતે જાણુ;
મે'તો કહે અમો કરીએ જાણુ, રખે ફરતા પુરૂષ પુરાણુ.[3] ૨૮

વલણ.

પુરૂષ પુરાણુ ફરતા રખે, દીનની રાખજો લાજ રે;
બ્રહ્મ બ્રમણે ભમાવશે, છે જુનાગઢી સમાજ રે. ૨૯

કડવું ૧૨ મું. રાગ મારૂ.

દીક્ષિત કે' ચિંતા ચિત્ત તજો, કરો નાગરી નાતે રીત;
બોલ્યું ફરે નહીં અમ તણું, ચિત્ત ધરજો તમે ખચીત. ૧

અમો આશ્રમ અમારે જઇએ, તમો ન્યાતે નોતરાં કરો;
પે'લું આ (કામ) કરો મારે વે'લું જાવું, મે'તા કે' વારૂં પરવરો. ૨

દીક્ષિત ગયા ને મે'તી આવ્યાં, સ્વામી કો કેમ કરીએ;
રીત પ્રમાણે કરવું પડશે, ગોળ ઘઉં ઘી લાવી ભરીએ. ૩

મે'તો કે' તમો રહો વિશ્વાસે, હરજી લાવશે જે જે વસ્ત;
ચિંતા ચતુર્ભુજને ચિત્ત મારી, રસ્તુ[4] સસ્તુ લાવે સમસ્ત. ૪

૧ કહેવતના અર્થમાં. "નાગરની કન્યા ઉઘાડી" એ કહેવત છે. ૨ બૃહસ્પતિ.
૩ પુરાણુ-જૂનુ-આદિ પુરુષ. ૪ રસવાળું-સરસ ને સસ્તુ સૌ તે લાવશે.

મે'તી કે' ઘટિકા ચુકે જોઇએ, નિરાંત વાળી કયમ બેસું;
દળવા વીણવા ઘઉં અમારે, કો કામ કરવા આવે તેને કે'શું?[1] ૫

નરસંઇઓ કે' સ્તુતિ કરૂં નાથની, જોઇએ આપે છે આણી;
હું'થી કાંઇ બને નહીં નારી, શેઠ છે સારંગપાણિ. ૬

ના કહ્યું નાથે નારીને જ્યારે, ત્યારે ઘણું ગભરાણી;
બાર જશે સહુ ભેગાં થશે, એ શી બોલ્યા વાણી. ૭

એટલું બોલી મનમાં ડોલી, પદ્મિની ઘણું દુઃખ પામી;
આંખ [2]સ્રવી શ્રાવણ ઘન જાણે, વિવા' હર્ષ ગયો મન વામી. ૮

નાથે નારી રડતી નિરખી, સામળશાને બોલાવ્યા;
સામળશા ત્યાં આવી ઉભા, મેહેતાને મન ભાવ્યા. ૯

બાળસ્નેહી ને હરિજન હુતો, જેને મેહેતાનો વિશ્વાસ;
કાં'વ્યું મે'તે તેને ભાઇ, આવી જજો મુજ પાસ. ૧૦

સંદેશો સુણતાં તે ત્યાં આવ્યો, મેહેતા કહે પડયું કામ;
સાઠ રૂપઇઆ મારે જોઇએ, આઠમાં [3]કેદારો મૂકું ધામ. ૧૧

અંગ ઉધાર લેઉં નહીં, એ નિશ્ચે મારો શ્રાત;
રૂપઇઆ આપી તમ તણા, પછે કેદારો લેઉં સાક્ષાત. ૧૨

પરમપ્રિય પ્રાણવલ્લભ મારો, તે કેદારો તમને આપું;
આજ પછે નિશાએ ગાઉં તો, જીન્હા મારી કાપું. ૧૩

વિશ્વાસ હોય જો બોલ્યા ઉપર, તો તો આપજો આણી;
નહિ તો રીસ દુભણ મને નહિ, પૂરું કરશે મારૂં ચક્રપાણિ. ૧૪

---

૧. શું કહે એવો અર્થ. અવસરે ભેરાં આવે તેમને ઘઉં વગેરે દળવા વીણવા આપવા એ એક બીઓને સાંચો છે. ૨. સ્ર ઉપરથી વહેવું, આંખે આંસુ વહ્યાં. ૩. સાનમાં કેદારો રાગ મૂક્યો તે હારમાળા વખતે કૃષ્ણ ઉડાવી લાવ્યા હતા. આ તો ભક્ત હતા, પણ લોકોની પહેલાં સાખ-પ્રમાણિકપણું જબરું હતું. મુછનો વાળ ઘરેણે મૂકવાની-કૂતરો મૂકવાની વાતો હજી ચાલે છે.

મિત્ર મન [1]કચવાતે ચાલ્યો, જેવી હરિની મરજી;
ઓપટી કાં'હું એહ તણી, તો લાભ આપશે મને હરજી. ૧૫

[2]ચળકીબંધ રૂપઇઆ મોકલ્યા, કાં'ચ્યું ન ગાશો કેદારો રાગ;
ધન જોઇ ધણીઆણી રીઝ્યાં, ઉપન્યો અંતરે [3]અનુરાગ. ૧૬

સરસામાન વૈરાગી લાવ્યા, હાથો હાથે શી વાર;
મલપતાં મેહેતી કે'વા ગયાં, સગાં વા'લાંને નિરધાર. ૧૭

હવે દીક્ષિત આશ્રમે ગયા, કહ્યું નાગર સહુને જાણ;
ખળ કહે રૂડું કીધું ઋષિ, આજ હરખ્યા અમારા પ્રાણ. ૧૮

ઠેર ઠેર ટોળીએ ટોળી મળી, કરે અન્યોઅન્ય વાત;
દાવમાં આણી ઋષિ દબાવ્યા, સુણતાં મદન કરશે [4]ઘાત. ૧૯

દયાળુ કેટલા માંહી હતા, ગરજાળું થયેલા [5]નિરાશ;
તે જઇ ભેટયા દીક્ષિતજીને, કે' મા'રાજ થશે તમારો નાશ. ૨૦

ખાવા પીવા એના ઘરમાં નહિ, છે [6]બેરાગી રે' વેરાગી ભેગો;
અતિશૂદ્ર સદન જઇ કીર્તને બેસે, તમે દેખો શું એકલી [7]રેખો. ૨૧

નિપુણ નાગર તણી ન્યાતે, છે એ છોરો [8]ઓછા બોલો;
દક્ષ દીક્ષિત થઇ ભૂલીઆ, ભલો તોલ બ્રહ્મ તમે તોલ્યો. ૨૨

પારખું જુઓ પરબ્રહ્મ સરખા, એને [9]કયો કરે આજ ન્યાત;
એટલું વિત્ત હોય તો વિવા' કરજો, નહિ તો માંડી વાળોને વાત. ૨૩

---

૧. એવી શરતે રૂપીઆ આપવા તેથી મન જરા કચવાયું. ૨. ચળકતા-નવાકોરા. ૩ ખુશી-આનંદના અર્થમાં, ૪ દીક્ષિતને મદન મારી નાખશે (ને આપણું વેર વળશે). ૫ જેઓ દયાળુ હતા તે તથા જે ગરજવાન નિરાશ થએલા તે (પોતાનું કંઇ થાય એવી આશાએ) દીક્ષિતજીને સમજાવવા ગયા. ૬ અહીં વ્યંગ્ય છે. મેહેતા સંસારી હોઇને સાધુલ રાખતા તેથી તે એકરાગી નહીં પણ બેરાગી છે એમ કહેવાનો અર્થ. ૭ ધિક્કારથી કહે છે. તમે એકલી રેખા (સામુદ્રિક) તે શું જુઓ છો (ને તેને મોહી પડો છો). ૮. થોડાંબોલો એ અહીં ગુણ નહીં પણ દુર્ગુણ-ખોડ અર્થે કહ્યો છે. ૯. કહોને ઠેકાણે એ રૂપ પણ વપરાય છે

અમારે સ્વારથ કંઈ નથી, અમો કહું તમારે કાજે;
નરસંઇ નામ તણો જે [1]ડંકો, દેશ દેશાવર વાજે. ૨૪

સુણી વાત મંત્રીશ્વર છળશે, ઘણું દુખ પામશે નારી;
વધુ કંઇ જો નહી કરે તોપણ, તમને નાખશે મારી. ૨૫

દયા આવી માટે દીક્ષિત કહીએ, સહીએ [2]માતાનો અપરાધ;
ધર્મ જાણી [3]સોગનને દહીએ, રહીએ તમ પક્ષ અમે સાધ ૨૬

દીક્ષિત કે' નાગરપણુ કરવા, શુ આવ્યા મારી પાસે,
તમે જાઓ તમારે મારગ, જે થવાનું હશે તે થાશે. ૨૭

નાગર વળાવી નિરાંત વળી નહિ, દીક્ષિત મનમા સોચે,
માયા આવર્ણ માધવ કેરી, મોટું દુ:ખ તે [4]મોચે ૨૮

મહામુનિ માયામા ભૂલ્યા, તો કોણ માત્ર દીક્ષિત દક્ષ;
સ્મૃતિ રૂપિને આવી મને, રે માધવે કરવા કહી પક્ષ. ૨૯

હરજીએ કહ્યું જે હેળવજો, મેળવજો ગરીબ દેખ્યે,
ન કરૂં તો પડું નરકે, તરકે ચઢી ભૂલુ કેમ પેખ્યે. ૩૦

સાચું જૂઠું નાગરનું જોવા, ખોવા મારો સદેહ;
ન્યાત કરવા મે'તાને કહીએ, જોઈએ શું કરે છે એહ ૩૧

કા'વી મોકલ્યું ભક્તરાજને, તમે સમગ્ર કરજો ન્યાત;
હારદ છે એ માહે માટે, પછે કહીશ માડી વાત ૩૨

સમાચાર સુણી સંત રીજ્યા, પુરૂં કરશે કમળા કંથ;
ચિંતા શી મારે ચિત્ત ધરવી, ચારૂ રૂચે ચતુર્ભુજ ચંત. ૩૩

સમગ્ર ન્યાત માહે કે'વડાવ્યુ, સગા થતા આવ્યા સર્વ,
મામો માસો કાકો આવ્યા, ગમતી આવ્યા કરતા ગર્વ. ૩૪

---

૧ વક્રોક્તિમાં ૨–૩ મેહેતાનુ જુઠુ ન બોલવા સપ્તશતી ઉપાડી સોગન ખાધા છતાં ( કડવુ ૯ મુ ), સોગન બાજુએ મૂકીને ને માતાનો અપરાધ વેરી લઇને પણ દયા આવવાથી અમારો ધર્મ જાણી તમને કહીએ છીએ ૪. મુચ્ ધાતુ પરથી, દૂર

અર્થ કરતાં દોઢા ખમણો, સામાન લેતાં ન રાખે [1]ધર્વ;
લૂંટો લૂંટાય તેમ સહુકો, આ મૂછ ફૂટે મેં'તા ઘેર પર્વ. ૩૫

વખત થએ જમવા સહુ આવ્યા, જોવા દીક્ષિતને બોલાવ્યા;
દીઠું પાડવા દીક્ષિત આગે, કો સરસ્યા નવ આવ્યા. ૩૬

હસવું કરતાં ખસવું થઇ ગયું, તેથી ઘણું ગભરાયા;
'કાક [2]તાલિવત્' થઇ ગયું ભાઇ, જદુરાઇની મોટી માયા. ૩૭

કર્યું આપણુ ફેરવો આપણુ, મુનિ જોતાં ખુએ બાર;
ચાકર લાવો, [3]નફર લાવો, જમ તમ કરી કરો હાર. ૩૮

ખાજો બગાડજો ગાંઠે બાંધજો, ભક્તરાજની લેજો લાજ;
ફોડજો ઢોળજો પાત્ર જે ભરિયાં, વાજ આણીએ એને આજ. ૩૯

ખૂટયું કે'વડાવી બૂમો પાડી, દીક્ષિતને બતાવો;
નાગરવટ કરેલી સહુકો, નાગર થઇ પતાવો. ૪૦

છણ છણ નાચંતા છળ આવ્યા, દુઃખ બહુ બહુ દેતા;
આમંત્રણ દીધેલાં જાણી, મે'તા રે'તા ઘણું દુઃખ સે'તા. ૪૧

વલણ.

રે'તા ઘણું દુઃખ સે'તા મે'તા, કે'તા કરીને પ્રણામ રે;
પરમાનંદ હરાવે હારો, જાણો ભક્ત ભૂધર એક નામ રે. ૪૨

## કડવું ૧૩ મું. રાગ વેરાડી.

નાગરી ન્યાતે તો સંપ કીધો, મન જાણ્યું મનોરથ સિદ્ધ્યો;
દક્ષ દીક્ષિત જોવા બેસાડી, ખેલ ખાંતે ખેલે ખેલાડી. ૧

ઢાળ.

ખેલાડી ખેલે ખેલ વિધ વિધ, સંપ કરી સમસ્ત;
ઉદય કીધો મેહેતા તણો, વળી વરત ખુટાડી કરો અસ્ત. ૨

---

૧. ધરાવું, તૃપ્તિ. ૨. કાગનું બેસવું ને તાડનું પડવું. ૩. મૂળ ફારસી નોકરના અર્થમાં. બંને સાથે પણ વપરાય છે.

કાયર કરવા કરૂણાકરને, કર્યો પછે આરંભ;
ભેદ છળ ખળ બહુ કરે, કરે પ્રપંચ ને વળી દંભ. ૩

આરંભમાં અરીઠું[1] પડયે, કો' કેમ થાય સંપૂર્ણ;
મેહેતો જાણી એકલા, કરવા માંડી વસ્તુ ચૂર્ણ. ૪

દક્ષ દીક્ષિત બેઠા નિહાળે, જુએ દુષ્ટનાં દુષ્ટ કર્મ;
જોઇએ હરિ શી રીત રાખે, આ વેળાએ ધર્મ. ૫

પ્રથમ પારખું પરખીએ, નહીં બોલ્યાનું કામ;
નઠોર નાગર બૂમો પાડે, વૃથા લેઇ મેહેતાનું નામ. ૬

માગી વસ્ત રજુ કરે, ખોટી કહી તે છોડે;
વળી વળી મો'તી પાય લાગે, ત્યારે ઘણું ઘણું વખોડે. ૭

ખાવા મળે નહીં શીદ[2] તેડ્યા, કહે અમે શું જમિયે;
સર સામાન મળે નહીં, કહે કેમ અમથા ભમિયે. ૮

જે જે સામાન તે તે આપ્યો, એવે જમવા વેળા થઇ;
પતરાળી ફાડી કોઇને આપી, ભાઇ હવે તો થઇ રહી. ૯

લાજ નાગર મળી લે તે, ઝટ જાણિયું જદુરાઇ;
મહામાયાને સાથ લેઇ, નાથ દડબડ આવ્યા ધાઇ. ૧૦

યોગમાયાને યોગેશ્વર કહે, કરો નવીન બીજા નાગર;
ભૂલ્ય આવે ન ભવાની એટે, થાય જેવા તેવા બુદ્ધિસાગર. ૧૧

દુષ્ટ ગનના હતા જે જે, તે તે નવીન થયાં ક્ષણમાંય;
સગાં સહોદર પાસે બેઠાં, કે' કામ અમથી નવ થાય. ૧૨

પિતા પિતામહ કોના માતુલ, કહે વિચાર એળે જાય;
અમો વૃદ્ધ પીરસું તમો દુષ્ટ જમિયે, એમ કહી પીરસણું[3] સાં'ય. ૧૩

---

[1] અરિષ્ટ ઉપરથી અશુભ, ઉત્પાતસૂચક ચિન્હ. [2] ચરોતરી—મધ્ય ગુજરાતી.
[3] પીરસવાનું પાત્ર—વાસણ; અથવા પીરસવાની વસ્તુ.

વૃદ્ધ ઠરાવથી વિરૂદ્ધ થયેલા, ઉઠી ઉઠી આવે જ્યારે;
ઉછ્ંકલ[1] પુત્ર પૌત્ર દૌહિત્રો, અતિ ક્રોધાવિષ્ટ[2] થાય ત્યારે. ૧૪

શું અમે કરનાર મરી ગયા, તે તમે આવી બાઝો;
ફાડું ઢાળું પણ સંગ્રહી રાખું, તે સરવે તમે ખાજો. ૧૫

બેઠેલા ઉઠી આવેલા જાણી, વળી બોલતા તાણી તાણી;
જણ મારવા આવી બેઠા, વાત કરો શે શાણી શાણી. ૧૬

કોણુ આવ્યું છે કોણ બેઠું છે, શીદ જુઠી બોલો વાણી;
ઠરાવ પ્રમાણે ઠીક કરૂં, જુઓ ઓલ્યાએ ઢોળ્યું પાણી. ૧૭

પાણી ઢોળ્યું દેખી ગેંતી કાંપી, દેખાડ્યું મેહેતાને આણી;
દ્વેશે બળતા નથી બળતા, સામાન કરે ધૂળધાણી. ૧૮

વેવીશાળિયો દેખે મનમાં પેખે, લેખે આવી ગત થાય માઠું;
સાંચે બોલાવો શામળિયાને, જ્ઞાન તમારૂં ક્યાંહાં નાઠું. ૧૯

મેહેતો કહે ફાવે તે કરશો, અમો હરિને દુઃખ ના દેઉં;
કુંવારો રહેશે પુત્ર તો, વૈરાગી કરી કીર્ત્તિને લેઉં. ૨૦

જાઓ ભજન કરો ભાવ ધરીને, અમો ભજન કરવા જાઉં;
દુઃખ દેવા સર્વે ધારે, તેને કેમ કરી હું સાંઉં. ૨૧

એવે નાગર ધશી આવ્યા, કે' લાવો પડતાળી[3] હડિયા;
પહો[4] બેસવા ગયા પેલા, વે'લા ઉઠી કૃત્રિમ વઢિયા! ૨૨

તન તરૂણ કહે અમને બેસાડી, કેમ આવ્યા પાછા;
વૃદ્ધ કહે ઉઠાડો બેસાડો, અધમોધમ કેમ ચૂકો વાચા. ૨૩

ગ.ળ સાંભળી માયાવી[5] ઉઠ્યા, ચપોચપ વાળ્યા કાછા;
શિશુએ શિખા પકડી પિતાની, એક એક કર્યા પાછા આછા! ૨૪

---

૧ ઉચ્છૃંખલ ઉપરથી–બંધન વિનાના ગમે તેમ વર્ત્તનાર. ૨ ક્રોધાયમાન, ક્રોધથી ભરેલા. ૩ પતરાળી–પત્રાવળી. ૪ માગ રાખેલો ત્યાં. ૫ માયા વડે ઉત્પન્ન કરેલા તે.

મોકમ[1] માર વાંસા પર દીધો, લીધો ઘટિત જેટલો પ્રસાદ !
ભાઈ તમે કો' તે કરૂં હવેથી, પ્રમાદે પીડિત કરે બહુ સાદ. ૨૫

કૃત્રિમ પુત્ર પૌત્રો કહે છે, જો શાણા થઇ જમવા બેસો;
તો તો છોડી છૂટકો કરીએ, ફરી અમને કંઇ નવ કે'શ્યો[2].  ૨૬

વિનતિ કરી વૃદ્ધ બહુ વિનવે, નહી કંઇ કહીએ ભાઈ;
જમી ઉઠયા પછે ઉંચુ નિર્ખું, છોકરા છોડો ભલું કરે જદુરાઈ. ૨૭

જ્યાં જેની જગા ત્યા બેસાડયા, કહ્યું રખે કાંઇ બોલો;
વડિલે વડા પુત્ર મિત્ર ગણવો, શાસ્ત્ર વચન તજી તમે ડોલો. ૨૮

હવે નાગરવટ તજી બેશી રે'જ્યો, ઉઠયે ખોશો ખાને જીવ;
કે' આઠ યામ ભૂખ્યા બેશીએ, તોય ન ઉઠીએ ભજીએ શિવ. ૨૯

એવે તરૂણ કૃત્રિમ રૂપ ફરિયાં, હરિયાં હરિ માયાએ રૂપ;
જેવા વૃદ્ધ નાગર તેવા નાગર, ન ઓળખાતા થયાં સ્વરૂપ ! ૩૦

દુઃખ દેતા મે'તાને જે જે, તેને જઈ જઈ પકડીઆ;
ક્રોધે કમઠાડયો[3] કરમાં ધારી, ઝાલી બાધી બહુ ઝકડીઆ ! ૩૧

ગડદા પાટુ ભૂકીઓ મારે, કે' છોકરા થઇ છોવાળી !
ધાર્યું કરો કે કરો હાર્યું, કુપુત્ર થઈ બાપને દો ગાળી ! ૩૨

પીરસવા દો નહીં પીરસો નહીં, સહી કયમ રહીએ આવું;
એમ કહી બહુ માર માર્યો, કપટ ભૂલ્યા ભૂલ્યા ખાવું ! ૩૩

કાલા વાલા કરી કરગરે, હવે ન વાંકા થઈશું;
પીરસવા કયો[4] તો પીરશીએ, તમે ખાવા દો તો ખઇશું.[5] ૩૪

દયાળ નામ દામોદર કેરૂં, તેથી દુષ્ટ દીધા છોડી;
વળી એબ લાગે મેહેતાજીને, માટે પ્રીત માધવે જોડી. ૩૫

જરૂર જેટલા પીરસવા રાખી, બીજા બેસાડી દીધા;
ઉતપાતીઆ શાંત થઇ બેઠા, બળવંતા બહુ બીધ્યા[6]. ૩૬

---

૧ મકમ–ખૂબ. ૨–૩ પકાર સાથેનો પ્રયોગ. ૪ કહો–૫ સાથેનો પ્રયોગ. ૫ ચરોતરી પ્રયોગ. ૬ સુરતી પ્રયોગ.

અળળા નાગરી ધમાધમી જોઇ, છાંડવાનો છળ ભૂલી;
માધવ વૈદ્યે વેદના મટાડી, સુંધાડી માયા મૂળી! ૩૭

એક પંગત ઉઠયે બીજી બેઠી, ત્રીજી પંગતના જમિયા;
નાગર જાગડ જેવા નમિયા, ભકતને દુભવે ભમિયા. ૩૮

વાસણ કુસણ મૂકવા લાગ્યા, ત્યારે તાપ મે'તીના સમિયા;
મે'તી કહે ભાઇ મંદિર પધારો, તમો દુઃખ આમ માટે ખમિયા. ૩૯

સર્વ ગયા પછે પિતા પુત્રને, જમવા કાજ બોલાવ્યા;
કીર્તન થયે અનુરાગી સહુ, મે'તો ગદ્દગદતા આવ્યા. ૪૦

આ સર્વ નિર્ખી આશ્ચર્ય પામ્યા, દીક્ષિત દીક્ષા ધારી;
હાજરા[1] હજુર હરજી તો આવે, દઢ ધારી ધન્ય નરનારી. ૪૧

પ્રાતઃકાળે મળી મેહેતાને, પછે પરવરૂં ઝટ ધામ;
મકલાતો મદનને કહ્યું, સિદ્ધ કરી આવ્યો તુજ કામ. ૪૨

વલણ.

તુજ કામ સિદ્ધ કરી આવીઓ, લાવીઓ રૂડી વધાઇ રે;
સુખ માગ્યું આપો સુજને, તુજને ગમતું આણ્યું ભાઇ રે. ૪૩

કડવું ૧૪ મું. રાગ મલાર.

એમ વિચાર કરી કારવીને, દીક્ષિતજી તો વળીઆ રે;
પ્રાતઃ થયે ઉઠીને આવ્યા, જઇ મેહેતાજીને મળીઆ રે. ૧

મેહેતા નરસંઇ આજ્ઞા આપો, મંદિર પધારૂં વે'લા રે;
ઘણા દિવસ થઇ ગયે સોચું, પેલાં થાશે ઘરનાં ઘેલાં રે. ૨

મે'તાજી કે' સ્નાન સંધ્યા કરી, પછે પધારો દીક્ષિત દક્ષ રે;
આ સ્થિતિ છે આમ તણી, નિરખી જુઓ તમે ચક્ષ રે. ૩

વારે વારે તમને વિનવું, તેનાં કારણ છે અનેક રે;
હું નિર્ધન નાગર નિર્ધન જાણે, માટે મૂકાવે તમારો ટેક રે. ૪

---

૧ હાજરી.

થયલું ભાગે અતિશે ફૂડું, ન થાય તો નહીં ચિંતા રે,
ધન હીણુ ઘે'લો, ગાડો કહે, હુંમા ગણે સૌકો ભિન્નતા રે. ૫

વળી વળી કહુ છુ દક્ષ દીક્ષિત, માટે ધારો ન અવિશ્વાસી રે,
મુને વિશ્વાસ વિશ્વભર કેરો, જે સંતની પૂરે આશી રે[1]. ૬

પણ લોકમાં રહ્યા તો લોકથી બીવુ, ગૃહસ્થાશ્રમ મહા માઠો રે;
કદી હરિ અરથે અપયશ લાગે,' તો તેને જાવા દો નાઠો રે. ૭

પણ જન્મ મર્ણ વિવા'ના કારજ, તે જાણો સર્વે શોક રે;
જન્મતા તેવુ મરતા દુખ છે, તેવુ વિવા' થઇ થાયે ફોક રે. ૮

દીક્ષિત કે' તમો રહો નીરાતે, વૃથા ન થાય મુજ વાણી રે;
વિવા'ની સામગ્રી કરો સહુ, બે માસમા જાન જોએ[2] આણી રે. ૯

એવે મેહેતીએ જળ મૂક્યું, મેહેતા કહે કરો સ્નાન રે,
ભજન કરો ભગવાનનુ, પ્રાતઃકાળે પ્રભુનું ધરો ધ્યાન રે. ૧૦

સ્નાન કરવા દીક્ષિત ઉઠ્યા, ત્યારે સામળ મન વિચારે રે,
મંત્રીશ્વરની[3] પુત્રી કેવી હશે, તે જોવા મનમા ધારે રે. ૧૧

કદી ચતુર હશે હું નહીં ચેતાઉં, તો મુને મુરખ ગણશે[4] રે;
પણ પંગુ કે' પર્વત પાર્ય ઉતરૂં, તે કાર્ય શી રીતે બણશે રે. ૧૨

જા[5]જ્વલ્યમાન જમ[6]દગ્નિ જેવા, દીક્ષિતજી જે રૂષિ રે;
પત્ર લઇ જાઓ કયમ કે'વાયે, મૂર્ખ મમ સરખે મુખી રે[7]. ૧૩

ન મોકલું તો મૂર્ખ બનું, સર્પ છછુંદરની[8] થઇ પેર રે,
એવે મનમા વિચાર આવ્યો, થઇ મોહનજીની મે'ર રે ૧૪

સૂર્ય સહસ નામની પોથી, દીક્ષિતજીની પડેલી રે,
આઠ લીટી ઉતાવળી ગોઠવી, ઝટ ઝટ જેહ જડેલી રે. ૧૫

---

૧ આશાના અર્થમા ૨ જોઇએ એને ઠેકાણે ૩ મોટા દિવાન ૪ બારો ને ઠેકાણે.
૫ તેજસ્વી, તપી જાય એવો ૬ રૂષિ-પરશુરામના પિતા ૭ મુખે, મોઢે. ૮ સાપે છછુંદર ગળ્યા જેવું.

એવે અંઘોળી દીક્ષિત આવ્યા, પોથી બાંધી દીધી રે;
પંક્તિ ભ્રષ્ટ લખેલી પડી રહી, તે સામળે સંતાડી લીધી રે. ૧૬

ખળ નાગર તો છળ જાણે, પણ આ તો કેવળ સંત રે;
માંડી વાળ્યું મનમાંથી સર્વે, હરિદાસને શી ખંત રે ! ૧૭

ગમતું ગોવિંદ કેરૂં થાશે, એમ જનક નિત્યે કે'છે રે;
સે'છે દુઃખ પડે તે સર્વે, પણ વિશ્વાસે રે'છે રે. ૧૮

એમ જ્ઞાન ઘોડે ચઢ્યા, એવે દીક્ષિત જમવા ઉઠ્યા રે;
સમય સાધ્યો સાધુ સૂતે, ત્રિકમ જ્યારે ત્રૂઠ્યા રે. ૧૯

મરજી છે માધવની માટે, સમય મુજને મળિયો રે;
પોથી બાંધી રૂંધી કાગળ મૂકી, સરભરાએ જઇ ભળિયો રે. ૨૦

રજા માગી ૠષિવર ચાલ્યા, આશ્રમે લેવા સાજ રે;
જોષ્ટિકા તુંબડી પોથી લીધી, અતિ ત્વરા કરે મા'રાજ રે. ૨૧

ઓરસિયો સુખડ રૂદ્રાક્ષ માળા, ગૌમુખી આસન લીધાં રે;
વિભૂતિ[1] નહીં પણ વિભૂતિ બાંધી, તસ્કરના અર્થ સીધ્યા રે. ૨૨

કુશ કેરી પવિત્રી લીધી, ખુણે ખાંચે ખોળી રે;
ભસ્મની એક ગોટી જડી નહીં, જે હીમ જેવી હતી ધોળી રે ! ૨૩

મંદિર પતિને મુનિયે કહ્યું, જો જડે તો મોકલી દેજ્યો રે;
બીજું કાંઈ જડે તો મોકલજો, સ્વાર્થથી વેગળા રે'જ્યો રે. ૨૪

આજ્ઞા માગી સર્વે કેરી, પછે દીક્ષિત પળિયા રે;
હર્ષ ઘણો હરિ જોવા મુનિને, જે ધારેલા વિચાર ફળિયા રે. ૨૫

ઘેર જતાં ગઉ ટુંકા[2] થયા, માટે મંદિર આવ્યા વે'લા રે;
ક્યારે મળું ક્યારે કહું, બારણડતા દીસે જાણે ઘે'લા રે. ૨૬

જેવો જોઇએ તેવો વર આણ્યો, જોઇએ મદન શું આપે રે;
મળ્યા કર્યા પછે હું જાઉં, બ્રહ્મકર્મ ભૂલ્યે બ્રહ્મ ઉથાપે રે. ૨૭

---

૧ પૈસો ટકો–વૈભવનાં ચિન્હ ૨ ઘેર પાછા જતાં ગાઉ ટુંકા લાગે છે એવી લોકોક્તિ છે.

ભ્રમ થયો બ્રહ્મ ભવન 'ભૂલ્યા, ' પેઠા કોકને ' દ્વાર રે;
ઘરધણી કહે ભિક્ષા લેવી, કે ચોરવા આવ્યા ' માલ રે. ૨૮

હર્ષ ગયો દીક્ષિતજી કેરો, અપમાનની સુણી વાણી રે;
ભાન આવ્યે સ્વભવન ગયા, આણી પત્નીએ મૂકયું પાણી રે. ૨૯

સમાચાર માડીને કહ્યા, મદને કહ્યું તેવું આણ્યું રે,
આજ અંઘોળ ઉષ્ણોદકે[1] કરીએ, દુઃખ ખમ્યું તો સુખ માણ્યું રે. ૩૦

પૃથિવીનો છેડો[2] ઘર જાણો, પ્રિયજન મળ્યે સુખ પામ્યા રે;
સ્નાન કરી પવિત્ર થયા, રૂષિ થાક તો સર્વે વામ્યા રે. ૩૧

સાવિત્રી નામ શાણી પુત્રીનું, તેને કે' લાવો પોથી રે;
વે'લાં સૂર્ય સહસ્ર લાવો, પે'લાં સઉથી તેને ગોતી રે[3]. ૩૨

સાવિત્રીએ જઇ પોથી છોડી, નામ નારાયણ લીધાં રે;
સ્વચ્છ પત્ર ઉપર દીઠો, મીઠો લાગ્યો જાણે અર્થ સીધ્યા રે. ૩૩

સૂથારનુ મન બાવળીએ જેમ, તેમ જાણો સ્ત્રીઓ ભણેલી રે;
નવું જાણી વાચવા બેઠી, જેણે ગણિત વિદ્યા ગણેલી રે. ૩૪

કમલા ગવરીની સહચારી[4], સાથે બંને ભણતી રે;
બુદ્ધિ બળે હારે નહી એકે, કઠિણ કોયડા બંને ગણતી રે. ૩૫

પત્ર ન બેઠો બહુ ઘુંચાઇ, પણ આખર તેણે જાણ્યું રે;
પત્ર લેઇને પોથી આપી, સહચારીનું સમજી તાણ્યું રે. ૩૬

લટપટ કરી જાવાની ઝટપટ, આવુંછુ કહી દોડી, રે;
વે'લી મળી કમળા ગવરીને, કહી વાત પિતાની માડી રે. ૩૭

ભાગ્યશાળીને ભૂત રળે, તેમ થયું તારે બાઇ રે;
પોથી મેં છોડી તો પત્ર જડયું, નહીં તો કંઇક જાત તણાઇ રે. ૩૮

---

૧ ઉના પાણીએ ( ગરીબ દીક્ષિત હમેશા ટાઢા પાણીએ નહાતા ) ૨ લોકોક્તિ
૩ ખોજી-કાઠીયાવાડી શબ્દ ૪ સહચારિન્ ઉપરથી સોબતી.

આ છુપો પત્ર મને જડયો છે, તને ન આપું હું તો રે;
કામ મૂકી વ્હેલી આવી, તે જાણજે મનથી તું તો રે. ૩૯

હરખાઠી[1] આવી સહચારી, તેથી નિશ્ચે કીધો રે;
રખે સમસ્યા લખી નાથે, શું અર્થ મારો સીધ્યો રે. ૪૦

ચાહન[2] પણ ચતુરા બોલી, હસવું જવા દે બેની રે;
ગુરૂજી આવ્યા ઘેર કે નહીં, તે સાચું મુજને કે'ની રે. ૪૧

સાવિત્રી કે' શાણપણું મૂકી, ચોખે ચિત્તે બોલો રે;
હર્ષે દણાવી સમજાવો શું, ડા'પણમાં હું સાથ ડોલો રે. ૪૨

મહા પ્રયત્ને પત્રિકા આણી, તને ચોખા ચિત્તની ધારી રે;
ભગિની સાથ ભિન્નતા રાખી, તો મારે શી ગર્જ છે તારી રે. ૪૩

એમ કહીને ઉઠી ચાલી, કમળા ઘણું ગભરાતી રે;
બળાત્કારે બેસાડે વળી વળી, પાણુ[3] પાલવ સા'તી રે. ૪૪

સાવિત્રી કે' કામ શું મારૂં, અમો મંદિર જાશું રે;
કમળા કે' બાઇ કહીશ નહીં, ઘડી બેશી સુખીઆં થાશું રે. ૪૫

કહીશ નહીં કહેતા માંહે, પત્ર કંચુકીમાં ઘાલ્યો રે;
કમળા ધારે ચોળાઈ જશે, ઇશે કૃપણને (કર) કયાં આલ્યો રે. ૪૬

મરજાદા મૂકી કહેવાય નહીં, તેમ તેમ પેલી હુંકાવે રે;
આપુંછું કહી ખુશી કરી, નિશ્વાસ વળી મૂકાવે રે. ૪૭

કમળા આતુર થઇ ઘણું, સખી પત્ર ન આપે રે;
હૃદય અમુઝાએ મન કચવાએ, અધીરતા કાળજ કાપે રે. ૪૮

એવે યુક્તિ એક યોજીને, ભામનીને ભૂલાવી રે;
વરણન કરી બતાવવા લાગી, ઘણું હૂલાવી ફૂલાવી રે. ૪૯

બેની જો આ મારૂ મારો, લીલો પીળો ને ધોળો રે;
કંચુકીની તો ખોટ મળે નહીં, સામન છે હુંગાટ બો'ળો રે. ૫૦

---

૧ હરખમા આવેલી. ૨ ઉઘાડી રીતે, ચરોતરી. ૩ હાથે.

મારી માતાએ મુને કહ્યું, આ કંચુકી તુજને દેવા રે;
તારી ઉતારી આ પેહેરી લે, તમારે ઘટે અમારૂં લેવાં રે. ૫૧

ચમકાટ ઝળકાટને ભાળી, લોભાઈ તે બાળી રે,
મૂકેલો પત્ર ભૂલી ગઇ, કાઢી નાખી કંચુકી કાળી રે. ૫૨

કંચુકી કાઢવે કાગળ પડીઓ, કમળાએ લીધો ઝડપી રે;
હારદ સમજી સાવિત્રી, ઝુંટાવા પડી અતિ તડપી[1] રે. ૫૩

કમળાએ કાગળ કર કીધો, હસી અન્યોન્ય લેઇ તાળી રે;
ઝાંખી પડી સાવિત્રી અતિશે, ચતુરાઇ ચતુરાની ન્યાળી રે. ૫૪

કંચુકી આપી પ્રસન્ન કરી, વાંચવા બેઠાં બને મળીને રે;
કમળા વાંચે સાવિત્રી સુણે, અર્થ કરે હળી મળીને રે. ૫૫

નારાયણ[2], સૂર્ય, ને ધૂમકેતુ, ભર્ગ, ત્વષ્ટા, પુષા, ને અર્ક રે;
રિટા, ગભસ્તીમાન, જે અજ, વિવસ્વાન, દીપ્તાંશુ, અતર્ક રે ૫૬

કમળહૃદે, મન સુપર્ણ, ધાતા, વિધાતા, વિષ્ણુ, રૂદ્ર રે,
હોમનારાયણ, ચમચમી પિતા હરિતાશ્વ, તેજસ્પતિ, ઇંદ્ર રે. ૫૭

નેનરત્ન, કામદ, પ્રલ્લે કરો, સષ્ટા, સંવર્તક, નામ અનંત રે,
કેયૂરધારી, સહસ્રરશ્મિ, સર્વસ્યાદિ, અલોલુપ, મહંત રે. ૫૮

વિભાવસુ, શાશ્વત, અવ્યક્ત, સનાતન, વહ્નિ કાલાધ્યક્ષ રે;
આદિત્ય અક્ષરે સમજે વિશુદ્ધ, તેનું દુઃખ ટાળો હે પ્રજાધ્યક્ષ રે! ૫૯

વિચાર વિધ વિધ કરી, બેસાડયું બને બાળી રે;
સાવિત્રી કે' આદિત્ય આદિ અર્થે, લીજે મારી વા'લી રે. ૬૦

નારી નાથને કહી બતાવો, નારી કોને કે'વી રે;
તપોધને રત્નજ આણ્યું, દેવ આણ્યો લેઈ દેવી રે. ૬૧

---

૧ તળપી. ૨ અહીંથી સૂર્યનાં નામ ૫૯ સુધીમાં આપેલા છે. (સૂર્ય સહસ્ર નામની પોથીમાંથી લીધેલા)

હવે દેવી વિષે પૂછિયું, ધન ભાગ્ય બાઈ તારૂં રે;
બહુ વાર થઈ હવે જઉં બેની, ઘણું ખોટી થઇ તુજ સારૂ રે. ૬૨

કમળાગવરી કહે કરૂણા કરી, સમસ્યા તેં સમજાવી રે;
વા'લી સખી વળી કંઇ કે'જે, સંદેશે બહુ ભાવી રે. ૬૩

શા સારૂં નહીં કહી ગઇ, કમળા પત્ર વાંચે ફરી ફરી રે;
દીક્ષિત ન જાણે જે દક્ષે લખિયું, કાગળ ચાંપે હૃદે ધરી ધરી રે. ૬૪

વલણ.

હૃદે ધરી ધરી પત્ર ચાંપે, રૂષિયે સ્નાન આણિયું રે;
જાળવણીએ જત્ન કરૂં, ભાગ્ય નિધિયે જાણે માણિયું રે. ૬૫

## કડવું ૧૫ મું. રાગ દેશાખ.

હવે રૂષિ સંધ્યા પરવાર્યા, પછે વિચાર જાવાના ધાર્યા;
કંઇક પૂછશે એવું વિચારી, પાછા ફરી ટીપણું લીધું સંભારી. ૧

જાવા નિકળ્યા દીક્ષિત જ્યારે, છીંકો એક એ થઇ છે ત્યારે;
અશુભ થાવાની શંકા આવી, રૂષિયે પાણી પીધું મંગાવી. ૨

પછે હરિ હરિ કહી ચાલ્યા, સુંડી[1] બાઈના શુકન ભાળ્યા;
ઘેર પોથી લેવા મિષે આવ્યા, નારીને મનથી નવ ભાવ્યા. ૩

નાથ ધકા ધકી કેમ ખાઓ, મદન મળશે નહીં વે'લા જાઓ;
લાગે પાણી પીને જઇએ, નયણે કેઠે વારિ કેટલું જોઇએ ? ૪

દીક્ષિત કહે શી પડપૂછ, કરૂં અમને પડે જે સૂજ;
બળાત્કારે પીધું પાણી, અશુભ મટવાનું મનમાં જાણી ! ૫

થૂંકી ખોંખારી દીક્ષિત હીંડ્યા, વણુ ટીલે વિપ્ર ત્યાં ભીંડ્યા !
દીક્ષિત મન માંહે બરબડીઆ, ચાહનપણે વાડવશું ચરભડીઆ. ૬

ઘેર જાવા પાછા વળીઆ, એવે નારીના બોલ સાંભરીઆ;
એક ઓટલે બેઠા આડીને, આવી ઘરધણીઆણી તડીને ! ૭

---

૧ મૂડકા–વિધવા.

વૃદ્ધ થયા તોય નહીં ગતિ, આવને ખૂડી ગઇ શુભમતિ;
નાગરણ કે' નાવા બેઠી ન જાણ્યું, વૃથા તિલક મોટું શીદ તાણ્યું ! ૮

દીક્ષિત ભૂલ્યા કહીને ઉઠયા, દીસે રામ હુંને આજ રૂઠયા;
એક બે ખોટા શુકન ચૂકાવી, મિથ્યા ન થાય નિર્મ્યું જે ભાવી. ૯

એમ સંતોષ વાળીને ચાલ્યા, હર્ષ ઉભરા ન જાયે ખાળ્યા;
એવે માંઝારી ઉતરી આડી, પાછી ફરી ન, તાપસે તાડી ! ૧૦

ખોટી થયા ઘડી બેચાર, પ્રથમ મેળ્યો ન કોઇ જનાર;
થાકી હારી પછે ચાલીઆ, ઉપાન[1] બદલી સંશે ટાળીઆ ! ૧૧

અરે ઈશ્વર ! આવું શે થાય, અપશુકન બાળે મુજ કાય;
જ્યારે જોઇએ એવું મેળવિયું, વળી વિના આયાસે[2] હેળવિયું. ૧૨

તો આજ શુકન માઠા કેમ કરો, આજ્ઞા પાળી માટે દુઃખ હરો;
એમ વિચાર કરતા આવીઆ, સેવક સાથે સમાચાર કા'વીઆ. ૧૩

સુણી દીક્ષિતનું આવાગમન, મદનનું પ્રફુલ્લિત થયું મન;
હર્ષ ભેર હરિદાસને તેડયાં, પૂજાપો લેવા ચર્ણને ખેડ્યા. ૧૪

કંચન પાટે રૂખિ બેસાડી, વિધ વિધ પેરની પૂજા માંડી;
અર્ઘ્ય ચંદન પુષ્પ ચઢાવ્યાં, શિરે, મૂકયાં ફૂલ જે સોને મઢાવ્યાં. ૧૫

હસ્ત જોડી મંદન તો ઉભા, ધારે રૂખિ જાય રખે દુભ્યા;
રૂખિ કે' નવખંડમાં ભમીઓ, સપ્ત દ્વીપે વિચાર ન સમીઓ. ૧૬

હાર્યો થાકયો ઘણું ગભરાયો, ઘણી વાર છુટયો મોતે સા'યો;
ઘેર બેઠાં ગંગા નવ જાણી, તાપસ કે' ટાંટીઆ મુઆ તાણી ! ૧૭

છેલ્લે જુનાગઢમાં કાંટું જામ્યું, આ કાર્ય સ્વપ્ને માં આવો સામું!
ગુણવાન વિદ્વાન ને કુળવાન, જોઇએ નીતિવાન વળી બળવાન. ૧૮

ખોળ્યે એ મળી આવે બધું, સામુદ્રિક જોયે તમારે વધું;
જેને જે જોઇએ તે ઈશ્વર આપે, શુદ્ધ મન હોય તો કષ્ટ કાપે. ૧૯

---

૧ અપશુકન થાય ત્યારે પગરખાં બદલી નિભાવી લેવામાં આવે છે. શુકન અપશુકન ઉપર વિશ્વાસ રાખનારની અછી મજાક કરી છે. ૨ મત્ન-મહેનત.

મદન ઇચ્છેલું તમારે મળિયું, કમળાગવરીનું ભાગ્ય[1] ભળિયું;
મદન કે' સાક્ષાત પ્રભુ પધાર્યે, ખોટું થયું પછે કોણ ધારે. ૨૦

કમળીનું કામ લીધું તમે કરે, પછે તે કેમ કૂડાને વરે;
રૂખિ વાર થયે થયા બહુ દુઃખી, આજ શાતા પામી થયા સુખી. ૨૧

જુનાગઢમાં કહો કયાં કીધું, કોણે શ્રીફળ મારૂં લીધું;
સામુદ્રિક કોને છે એધાણુ, જુનાગઢમાં અજાણ્યું કોણ ? ૨૨

'બહુ રત્ના[2] વસુંધરા' કા'વી, જિજ્ઞાસુને કોણ દે કહો બતાવી;
જેમ જ્ઞાની પાસે ઈશ બતાવે, પોતે ભટકી ભટકવાનું પતાવે ! ૨૩

તેમ તમે ભમી ભલું મેળવિયું, અમારૂં દુઃખ ટાળીને હેળવિયું;
જડમૂળ જાણીતો જુનાગઢનો, હું ભૂલ્યો તે કો' કીઆ તડનો. ૨૪

રૂષિ તમે દુધમાંથી પોરા કાઢ્યા, કથન ખોટું કરી દુઃખી મટાડ્યા;
વે'લા કહી દ્યો તેનું નામ, સિદ્ધ કરી આવ્યા તમે કામ. ૨૫

રૂષિ કહે વર બહુ છે રૂડો, તેમ કૂળમાં નથી કંઇ કૂડો;
અટક મેહેતાની છે મોટી, કૂળમા ઉતરી ન કન્યા ખોટી. ૨૬

માતુલ પક્ષે વર છે પૂરો, વિદ્યામાં નહી કંઇ અધૂરો;
કમળીથી વેંત છે ઉંચો, મેં તો જોયો કે ઝટપટ રૂચ્યો ! ૨૭

તીનો[3] તરેરો છે બહુ ગોરો, પૃથ્વીમા નહીં એવો છોરો;
બધા પખાં મળતા આવ્યા, વખાણુ બચીબાઇને ભાવ્યા. ૨૮

બચીબાઇ કે' સુરત દીજે, સરખો વેવાઈ મળે લાવો લીજે;
કમળીને દોઢી જણુશો થાશે, મારા કરતા એની વધી જાશે ! ૨૯

પઠણુની[4] જણુશો બધી કરાવી, કંચને હેઉં કમળી મઢાવી !
મદન કે' મનને વશ તો રાખો, જ્યારે ત્યારે એનું એશું ભાખો. ૩૦

બચીબાઈ કે' બોલશો નહીં, વિવાતાં થઇશું હવે સહી;
મુનિ વેવાણનું શું છે નામ, વેવાઇનું પૂછશે હશે જેને કામ ! ૩૧

---

૧ ભાગ્યને ઠેકાણે ૨ વસુધરા (પૃથ્વી) બહુ રત્નોથી ભરેલી છે. ૩ તીનો તરેરો-ઉમ, મદ નહિ. ૪ આપવાની શરત કરી હોય તે-પરઠેલી ( સુરતી પ્રયોગ ).

રૂપિ કે' શામળશા નામ વર કેરૂં, વેવાણુ છે સાક્ષાત દેવનું દેરૂં !
માણુકબાઈ છે મણિ જેવાં, કમળીને કુંવરબાઇ નણદી તેવા   ૩૨

જેવું જોઇએ તેવું મળિયું, ઘણા ઘણા દુ ખે ત્યા હળિયું,
નાગરે બહુ બહુ મને ભમાવ્યો, દમન બહુ બહુ હુંને દમાવ્યો.   ૩૩

આખર મોરારે મેળવિયું, ખરી ભાગ્ય રેખાએ હેળવિયું,
મદન કે' હવે હું પૂછું મા'રાજ, વચે, બોલ્યાથી સ્રીને આવી દાઝ.   ૩૪

ઘર[1] કિયું કરી તેને વારી, ભયથી રહી તે તો હારી,
મારા'જ તે ગો'તાનુ કહો નામ, જુનાગઢમા રહે કીએ ઠામ.   ૩૫

વલણુ.

કીએ ઠામ રહે મા'રાજ તે, કૃપા કરી મુજને કહો રે,
વેવાઈ નામ રૂપિવર કહે છે, શ્રોતા સહુ સાવધ રહો રે.   ૩૬

## કડવું ૧૬ મું. રાગ કેદારો.

મદન પૂછે છે વળી વળી રે, વેવાઇ નામ કહો હળી મળી રે,
મુજ સરખો કીઓ છે ત્યાયરે, તમે વિવા' કર્યો જુનાગઢમાય રે   ૧

કેવી પદવી તેની સાંભળીએ રે, પ્રથમ મળવુ ઘટે તો મળીએ રે,
ધન પ્રભુ જેવા મહારાજ રે, શુભ કરી આવ્યા મમ કાજ રે.   ૨

વખાણુ સુણી દીક્ષિત હરખે રે,(કે') વૃથા શુકન વે'મી નરખે રે !
મારે અપશુકને વળીઓ છેક રે, પણુ નિપજ્યુ નહીં વ્યતિરેક રે[2]!   ૩

શુકનાવળી[3] સરોદો ખોટા રે, તેવા ફળાધીશના[4] થોથા ગોટા રે[5]!
મિથ્યાનિત્ય નાગરીની ગાળો ખાધી રે,આવા[6] ગમને ગૃહિણી બાધી રે.[7] ૪

વૃથા વિપ્રનુ અપમાન કીધુ રે, રાડી કુંડીને દુ ખ શીદ દીધુ રે,
ફોગટ મારી મંઝારી[8] એ તો રે, સર્વને વિધિયે લખ્યું થાશે કે'તો રે!   ૫

૧ બીજીને. ૨ અભાવ, ભેદ, જૂદુ ૩ ( જ્યોતિષ-ફળાધીરની કવિ ઠેમ્ડી મરે છે ) પ્રશ્ન કરીને તે ઉપરથી ફળ ઉપજાવવુ ૪ નગડોરા ।। શ્વ સોશ્વામ ઉપરથી જોને કહેવ તે ૫ જે ઉપરથી ભવિષ્ય કહેવામાં આવે છે તે જ્યોતિષનો ભાગ ૬ આવવું. ૭ બાઝી. ૮ બિલાડી.

એમ તર્ક તુરીએ ચઢીઆ રે, મે'તા નામે આખડી[1] પડીઆ રે;
મદન કે' શું વિચારો મા'રાજ રે, કે વિસર્યું નામ સંભારો આજ રે ! ૬

બાચી બાઇ કે' હમણાં કે'છે રે, તમારે પણ ઉતાવળ રે'છે રે;
રૂખિ-કે' તેનું નામ છે જગ જાણીતું રે, મેદિનીમા[2] મો'ટું માનીતું રે. ૭

જેની હુંડી શિકારી નાથે રે, વળી લાજ રાખી નિર્લજ ન્યાતે રે;
સારંગ[3]ધારીએ શ્રાદ્ધ તો સાર્યું રે, ભક્તનું કીર્તન[4] જેણે ન વાર્યું રે. ૮

પ્રત્યક્ષ પ્રભુએ પાયું પાણી રે, સેવકની પેઠે આપ્યું આણી રે;
કુંવરબાઈનું મામેરું કીધું રે, માન ઢોર[5] ચોર નઠોરનું લીધું રે. ૯

કઠોર[6] કાઠી જેવા નાગર રે, હરાવ્યા જે કે'વાય બુદ્ધિના સાગર રે;
માગ્યા મેહ મેહેતે વરસાવ્યા રે, મોસાળું પૂરવા લક્ષ્મી સહ આવ્યા રે. ૧૦

વેદાંતિયોની[7] સભા ભરાઇ રે, જ્યાં ભીમ ભક્ત જેવા બેઠા સાહી રે;
પ્રહ્લે જેવો પ્રલંબ[8] પ્રધાન રે, મહાકાળ મંડળિક અનુમાન રે. ૧૧

ત્યાં કેદારો[9] છોડાવ્યો નાથે રે, ખત લેઇને આવ્યા સાથે રે;
સર્વ દેખતાં હાર પે'રાવ્યો રે, હરિએ હરિ[10] અંશને જ્યાં હરાવ્યો રે. ૧૨

એ સર્વ કહી કહીએ વાતો રે, પણ પ્રત્યક્ષ દીઠું અમે જાત જાતો રે;
વિવા'ને દિન નાગર તાડ્યા રે, ભ્રાંતિએ બહુ બહુ ભમાડ્યા રે. ૧૩

એવી ઈશ્વરની જેને સા'ય રે, તે તો વેવાઇ તારો થાય રે;
પદવી એ પરમેશ્વર પ્રધાન રે, જાઓ પે'લા મળી કરો સન્માન રે. ૧૪

તું જેવો વડનગરનો મંત્રી રે, તેવો તે ત્રિકમનો છે તંત્રી રે;[11]
નઠોર નાગરથી ડરીને રે, ફર રે'છે ભજી એક હરિને રે. ૧૫

---

૧ આવા આવા તર્કંગા મહેતાનું નામ ભૂલી ગયા ૨ પૃથ્વી. ૩ વિષ્ણુ-કૃષ્ણ. ૪ કૃષ્ણે શ્રાદ્ધ સમયે નરસિંહનો વેશ લઇ ઘી આણી આપીને મહેતાના કીર્તનમા વાધો પડવા ન દીધો ૫ મામેરા વખતે નાગરોએ મહેતાને અનેક રીતે પીડેલા તે ઉપરથી તેમને ધિક્કાર વાચક વિશેષણો લગાડે છે. ૬ કાઠી જેવા લૂટારા. ૭ હારમાળા વખતે ભીમ વગેરે વેદાંતિઓ સામા થયા હતા તે. ૮ માંડલિક રાજાનો દીવાન ૯ કેદારો રાગ ઘરેણે મૂકવો પડ્યો હતો તે ભગવાને છોડાવ્યો. ૧૦ રાજા-માંડલિક. ૧૧ સત્તા ચલાવનાર, વ્યવસ્થા કરનાર.

સર્વ દ્વેષી છે મેહેતા કેશ રે, તે હારી ફર્યા કરે છે ફેશ રે;
તમને ઉંધુ છતું ભરાવી રે, રત્ન ખોવરાવશે ફાક કરાવી રે. ૧૬

કોઇનું કહ્યું ચિત્ત ન ધરશો રે, તો તો તમે કુળ સહિત તરશો રે;
એનું નામ તમે કહ્યું વિસરિયા રે, જે વિસર્યા તે વ્યર્થ અવતરિયા રે ! ૧૭

જેનું નામ નરસંઇ કે'છે લોક રે, નાગર પણ કે' નાણાદાર[1] રોક રે;
નિસ્પૃહી[2] નહીં કોની ગર્જ રે, ક્રોધ કામ લોભ કીધા વર્જ્ય રે. ૧૮

તેને ત્યાં અમો વિવા' કીધો રે, મદન મેહેતા અર્થ તારો સિધ્યો રે;
નામ નરસંઇનું સાંભળી પડિયો રે, હે રામ ! કહી ધરણી ઢળિયો રે. ૧૯

વલણ.

ધરણી ઢળિયો નામ સુણતાં, મદનને મૂર્છા વળી રે;
બચી બાઇ બહુ કરકળી, રડતી રહે નહીં બળી રે. ૨૦

## કડવું ૧૭ મું. રાગ પરજીઓ.

ભાગ્યો[3] ભુજ દઈ ભામની બોલી, કરી વિવિધ વિલાપ;
દુઃખ રૂપી અરણવમાં ડુબાડી, તાપસે ઉપજાવ્યો તાપ. સ્વામી.
કમળી કેરૂં કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૧

વિવા' કરવા જનારે વગોવિયાં, ઢોળી પાડ્યા દુઃખના પા'ડ;
ખાડ ખણી ખૂણ ડાટિયાં, બળી ગયાં રે લાડ પાડ. સ્વામી.
કમળીનુ કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૨

જેના ઘરમાં ખાવા નહીં, નહીં પાણી પીવાનું પાત્ર;
ટાઢે તન તરડાઈ ગયાં, જેનાં, વેરાગીથી વરવાં[4] ગાત્ર. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનુ સર્વસ લૂંટયું, સ્વામી. ૩

નાગર સહુ કો એમ કહે છે, કુળ ન્યાતે નરસંઇ કુપાત્ર;
તેને નિર્લજ નીચ મુનિજી, જઇ કરી આવ્યા સુપાત્ર. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનુ સર્વસ લૂંટયું, સ્વામી. ૪

---

૧ રોકડા નાણાવાળો—પૈસાદાર. ૨ કોઇની તમા નહિ રાખનાર. ૩ કપાળે હાથ દઇ. ૪ વિરૂપા—ખરાબ.

અન્ન ખાએ પાણી પીએ, વળી હોય જે પ્રાણી[1] માત્ર;
તે જાણું એ નઠોરને, કઠોર,[2] કાળજાના મુનિયે કહ્યા જે પાત્ર. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૫

એકદા સખીએ[3] કાગળે લખિયું, કે આજ નરસંઇ જોવા જેવી જાત્ર;
ગંમત જોઇને વેહેલાં જજો, માત્ર રહેજો એકજ રાત્ર. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૬

તે એક ચામની[4] પ્રીટી મરે થઇ, દુઃખ ગંમત દાંડો રાત;
સારે નામ તે નરતે કર્યું, હવે ન કરો વિવા'ની વાત. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૭

વાર વકર નહીં ન્યાત જાતે, જેને જ'ગોટાનો[5] સાથ;
જોગ જાણીતા જોઇને લાવ્યા, લંગોટાનો[6] ઝલાવા હાથ. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૮

ભટ્ટ[7] ભુંગળ ભટિયું ભણિયા, મોટી મોટી કહી બહુ ગાથ,[8]
ઇંદ્રવારણા વત કર્યું, નામ ફૂટયું, શે ન ફૂટયું માથ., સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી ૯

હસ્ત મુખ કાળા કરેથી, વે'લું પે'લું ન દીધું નામ;
લાગ્યો લૂંટી લીધો માહુરો, વર[9] વર્ણે વેરીનું કીધું કામ. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૧૦

એમ કહી ઝાલી કૂટિયું, કુંવરી કેરૂં પોતાનું કપાળ;
વારવા ગયે વિકાળ થઇ, રૂધિર ઝરે છે જેને ભાળ. સ્વામી
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનું સર્વસ લૂંટયું, સ્વામી. ૧૧

---

૧ ખાનાર પીનાર સર્વ પ્રાણીઓ નઠોર (નિષ્ઠુર-કઠોર મહેતાને, જાણે છે) ૨ કાળજાનું વિશેષણ. કઠોર કાળજાના બ્રાહ્મણે મહેતાને પાત્ર-લાયક કહ્યા ૩ બાનુબાઇની બહેનપણી જુનાગઢમાં રહેનારી ૪ એક રાત જે સખિએ ગમત જોવાને બોલાવતી તે શીટીને માટે દહાડો રાત દુઃખ રૂપી ગમત થઈ ૫ જોગટા. ૬ લગોટી વાળનાર (ભીખારી) ૭ ભટ્ટ-પંડિત (વક્રોક્તિ) એમણે ભુગળભણિયું (ટીપણું) વાણીને. ૮ અર્થાત્ વાત. ૯ ઉચ વર્ણે-બ્રાહ્મણે

કંથને કહે છે કામની, કુંવરી, લેઇને પડું કૂપ;
ધાર્યું કર્યું તમે તમ તણું, રૂપ ચિહ્ન લેયાં અનૂપ. સ્વામી.
કમળીનું કર્મ ફૂટયું, સ્વામી. લાડકવાઇનું સર્વસ લુંટયું, સ્વામી. ૧૨

એમ કહીને કર ધરી, ઝગઝગતી એક કટાર;
ફોક કરો વિવાહ નહીં તો, મરૂં મારૂં આણી વાર. સ્વામી.
કમળીનું કર્મ ફુટયું, સ્વામી. લાડકવાઈનું સર્વસ લુંટયું, સ્વામી. ૧૩

નાગર નારી એઇ કહે સઉ, તે કરૂં હવે નીચ;
જો વિવા' ફોક કરાવો નહિ તો, રૂધિર માંસનો કરૂં કીચ. સ્વામી.
કમળીનું કર્મ ફુટયું, સ્વામી. લાડકવાઈનું સર્વસ લુંટયું, સ્વામી. ૧૪

વલણ.

કરૂં કીચ કહે માંસનો, જુઓ એઇ નાગરી નારી રે;
વાઘણી[1] નાગણીને હરાવે, તો સારી કોણે ધારી રે. ૧૫

## કડવું ૧૮ મું. રાગ રામગ્રી.

નારી નઠોર નાગરી વારી, મદન મેહેતે બોલીઆ રે;
બ્રહ્મા[2] જેવા બ્રહ્મ શે ભૂલ્યા, કયમ નરસંઈના તોલ તોલીઆ રે. ૧

રૂપ નહીં વિદ્યા નહીં, ઇજત આણરૂનું સો દૈ' મીઠું રે;
ગારૂં માનિનીનું[3] હૃદય બળે છે, આરંભમાં આ શું અરીઠું[4] રે. ૨

ગરવા ગુરૂ ગુણનિધિ બોલો, ત્યાં તમે શું શું દીઠું રે;
કે વાંકતે[5] ભક્ત માટે મેળવિયું, કહો તો ખરા (ત્યાં) શું લાગ્યું મીઠું રે. ૩

---

નોંધ—મારા મિત્ર રા. રા. ધનશ્યામ બાપુજીવા વૈદે જણાવ્યું કે શામળશાએ જે પત્ર સૂર્યનાં નામો વર્ણવીને લખેલો ગત અંકમાં કડી ૫૯ થી (નારાયણ, સૂર્ય ને ધૂમકેતુથી) શરૂ થાય છે તેમાં અંતર્લાપિકા છે; એટલે દરેક ચરણનો પહેલો અક્ષર લેતાં "નારી કહોને કેવિ" એમ નીકળે છે, અને તેજ બંને બાળાઓએ અર્થ બેસાડીને ૬૧ મી કડીમાં કહી બતાવ્યું છે. મારા લક્ષમાં આ અંતર્લાપિકા આવ્યો નહોતો, તેથી રા. રા. ધનશ્યામભાઇએ જણાવેલી બાબત ઉપકાર સાથે દાખલ કરૂં છું. ઇ. દા. દાં.

૧ વાઘણ અને નાગણને પણ હરાવે એવી નાગર નારી સારી કેમ કહેવાય? ૨ બ્રહ્મા જેવા બ્રo—હે બ્રહ્મ (દિક્ષીત) તમે બ્રહ્મા જેવા થઇ કેમ ભૂલ્યા? બ્રહ્મા સૃષ્ટિના ક્રમમાં ભૂલ કરતા નથી, માટે તમે બ્રહ્મા જેવા થઇ ભૂલ કેમ કરી એમ કહેવું છે. ૩ મારૂં ... ૪ અરિષ્ટ—અશુભ. ૫ બંને ભક્ત માટે વિવાહ મેળવ્યો કે શું?

યશનાં વખાણ કર્યાં વિધ વિધે, પણ ઘર તમે નવ નરખ્યું રે;
હરિ જેવા પુરોહિત શે મન હરખ્યું, કીગે કારણે એ રત્ન પરખ્યું રે. ૪

મારા વા'લાનું[1] વેણ ન માન્યું, કો' કે'ણ તમને શે ન રૂચ્યું રે;
નશીબ ફોડયું નારાયણ જેવા, દેવા આ કરમે કયાં લૂંછયું રે. ૫

મદન માનુનીનાં વચન સાંભળી, રૂષિવરનું રૂપ ફરિયું રે;
ઘૃત આહુતિ[2] અગ્નિ પડે ઝાંખો, શકે અરિહા[3] દ્વાદશ[4] પાત્ર ઘડિયું રે. ૬

વસુંધરના[5] વાઘ વકાર્યા હારે, મારેલા મણિધર શા લેખે રે;
ઉવેખેલો[6] વાડવ કોણ પેખે, લાત[7] મારી જયવિજય જ્યાં દેખે રે. ૭

પક્ષી પશુ પ્રાણી ક્રોધી કહો, પણ વાડવથી વળીઓ છેક[8] રે;
(મહા) કાળના કાળ સમો તે બોલ્યો, હર ત્રિનેત્રમાં[9] નવ્યતિરેક[10] રે. ૮

હે નીચ નાગર ! શે મને મોકલીઓ, અપરીક્ષક જ્યારે જાણ્યો રે;
અમને ગમે તે અમે તો આણ્યો, હવે થયો કયાંથી તું શાણો રે. ૯

નારજીત[11] નર નરકે પડ્યા જેવો, હીનોપમા[12] ન એથી બીજી રે;
રીજી મટી કહે સીજી[13] ગયો હું, દુષ્ટ બળ્ય[14] હાવાં કહું ખીજી રે. ૧૦

ધનુષમાંથી બાણ નિકળે, જેમ ગોફણથી ગોળો રે;
તેવું વેણ નીકળ્યું તાપસનું, બળવા માંડયો મદન જે ભોળો રે ! ૧૧

---

૧ મારા વા'લાનું–પતિનું. ૨ હોમવું. ૩ અગ્નિમાં ઘૃત (ઘી) હોમવાથી જેમ અગ્નિ ઝાંખો પડે કે અરિહા ( અરિ–શત્રુ હન્–મારવું. રોગ શત્રુનો નાશ કરવા સારૂ રવિ–સૂર્યનું આરાધન જપ વગેરે કરવામાં આવે છે જેમકે આદિત્ય હૃદયનો પાઠ ઇ૦ )–સૂર્ય; સૂર્યની બાર મૂર્તિ મનાય છે માટે જાણે બારે સૂર્યનું પાત્ર ઘડયું ન હોય ! એટલે ઘૃત હોમવાથી જેમ અગ્નિ ઉલટો સતેજ થાય, બારે સૂર્ય સામટા તપે તો પ્રલય થાય એવો અર્થ લેવાનો અથવા હોમવાની ચીજોવડે અગ્નિ ઝાંખો પડી શકે ? અર્થાત્ ન પડે પણ ઉલટો સતેજ થાય. અથવા શત્રુનો નાશ કરનાર. ૪ બાર સૂર્ય જેવું પાત્ર. ૫ પૃથ્વીના વકારેલા વાઘ હારી જાય અને તેમને મરી ગયેલા મણિધર (નાગ) જેવા ગણે. ૬ ઉદાસ–નારાજ કરેલો. ૭ ભૃગુ ઋષિએ જય વિજયના દેખતાં વિષ્ણુને લાત મારી હતી એવી કથા છે. મતલબ કે બ્રાહ્મણ મહા ક્રોધી હોય છે. ૮ હદ. ૯ દર્શનનેત્રમાં–શંકરના ત્રીજા નેત્રમાં—શંકરનું ત્રીજું નેત્ર પ્રલય સમયે ઉઘડે છે એટલે જ્યારે ઘણા ક્રોધાયમાન થાય છે ત્યારે ત્રીજું નેત્ર ઉઘડે છે. મતલબ કે શંકરનું ત્રીજું નેત્ર ઉઘડે ને ક્રોધ જણાય તેમા ને આ બ્રાહ્મણના ક્રોધમાં. ૧૦ વ્યતિરેક–અંતર ન–નથી. ૧૧ વૈરીથી જીતાએલો. ૧૨ હલકી ઉપમા. ૧૩ રાજી થએલો મટી હવે હું બળી ઉઠયો. ૧૪ હે દુષ્ટ (પ્રધાન) હવે તો બળી જા.

વે'લા વૈકુંઠથી વૈકુંઠ-પતિ આવ્યા, રખે થાય વિઘ્ન'માં વધયણું રે[1];
વળી પરમ ભક્ત મદન જાણીને, ઉગારી લીધું મરણું[2] રે. ૧૨

શંખ ચક્ર ગદા મૂકીને, અનળને[3] ખાતે ખાળ્યો રે;
મદન બળેલો મુનિને બતાવી, શાપ તાપસ[4]નો ટાળ્યો રે! ૧૩

યોગેશ્વર યોગવક્તાને[5] મળિયા, લગ્ન સુધી મુજ ભક્ત બચાવો રે;
યોગનારાયણ[6] દીઠે નમિયા, ભુલ્યો ભગવાન ક્રોધે ભમાવ્યો રે. ૧૪

વચન પળાવી સમાધાન કરાવી, શ્યામ સુંદર કે' અમો જઇશું રે;
નરસંઇને નડશે નાગર કોઇ, વળી ત્યારે તમને કહીશું રે. ૧૫

મદન પાસે મોહન આવ્યા, ભાવ્યા ઘણું ભક્ત મનમાં રે;
બચાવ થયો તે ભક્તિ વડે દીઠો, મીઠો લાગ્યો મેળાપ તનમાં રે. ૧૬

મોરારી કે' મન ગમતું મળિયું, હળિયું તારે રૂડે કર્મે રે;
નરસંઇને માટે હું આવ્યો, નહીં તો ન મળું તને ધર્મે[7] રે! ૧૭

તપોધન[8] પરમાનંદ જાણો, ફેરવતાં રખે હારો રે;
નાગરનું નિર્મૂળ કા'ઢશે, વા'લો કે' ન જુવે મારો તારો રે. ૧૮

વલણ.

મારો તારો જુએ નહીં, ખુવે નાગરનો નિશ્ચે ભાર રે;
એમ કહી અંતર્ધાન હુઆ, જોત જોતાં ગયા મોરાર રે! ૧૯

---

૧ વિઘ્ન કે વગોણું. ૨ મરણ. મદનને પુરોહિત શાપ વડે બાળી નાખંગે તે પોતાનો ભક્ત હોવાથી તેનું મરણ ટાળવાને તેમ શામળશાના વિવાહમાં વિઘ્ન ન થાય માટે વૈકુંઠપતિ કૃષ્ણ ત્યાં આવી પહોંચ્યા. ૩ અગ્નિ. ૪ તાપસ—પુરોહિત શાપ ટાળવાને મદનને બળેલો બતાવ્યો. ૫ યોગ વક્તા—પુરોહિતને યોગેશ્વર-કૃષ્ણ મળ્યા ને બોલ્યા કે આ મારા ભક્ત (મદન) ને લગ્ન સુધી બચાવો. ૬ યોગ નારાયણ—કૃષ્ણને જોઇ તે બોલ્યો, હે ભગવાન હું ભૂલ્યો—મને ક્રોધે ભમાવ્યો. ૭ ગમે તેટલું ધર્માચરણ કરે તો પણ હું તને ન મળું, પરંતુ નરસિંહ મહેતાની ખાતર હું આવ્યો છું. ૮ તપોધન—પુરોહિત, એ પરમાનંદ-પ્રકાર ૧૫ જાણીતા તે નાગરનું નિર્મૂળ કાઢે એવો છે.

વરનાં વખાણ કર્યાં વિધ વિધે, પણ ઘર તમે નવ નરખ્યું રે;
હરિ જેવા પુરોહિત શે મન હરખ્યું, કોએ કારણે એ રત્ન પરખ્યું રે. ૪

મારા વા'લાનું[1] વેણ ન માન્યું, કો' કે'ણ તમને શે ન રૂચ્યું રે;
નસીબ ફોડયું નારાયણ જેવા, દેવા આ કરમે કયાં લૂંછયું રે. ૫

મદન માનુનીનાં વચન સાંભળી, રૂપિત્તરનું રૂપ ફરિયું રે;
ઘૃત આહુતિ[2] અગ્નિ પડે ઝાંખો, શકે અરિહા[3] દ્વાદશ[4] પાત્ર ઘડિયું રે. ૬

વસુંધરાના[5] વાઘ વકાર્યાં હારે, મારેલા મણિધર શા લેખે રે;
ઉવેખેલો[6] વાડવ કોણ પેખે, લાત[7] મારી જયવિજય જ્યાં દેખે રે. ૭

પક્ષી પશુ પ્રાણી ક્રોધી કહો, પણ વાડવથી વળીઓ છેક[8] રે;
(મહા) કાળના કાળ સમો તે બોલ્યો, હર ત્રિનેત્રમાં[9] નવ્યતિરેક[10] રે. ૮

હે નીચ નાગર! શે મને મોકલીઓ, અપરીક્ષક જ્યારે જાણ્યો રે;
આમને ગમે તે અમે તો આપ્યો, હવે થયો ક્યાંથી તું શાણો રે. ૯

નારજીત[11] નર નરકે પડ્યા જેવો, હીનોપમા[12] ન એથી બીજી રે;
રીજી મટી કહે સીજી[13] ગયો હું, દુષ્ટ બળ્ય[14] હાવાં કહું ખીજી રે. ૧૦

ધનુષમાંથી બાણ નિકળે, જેમ ગોફણથી ગોળો રે;
તેવું વેણ નીકળ્યું તાપસનું, બાળવા માંડયો મદન જે લોળો રે! ૧૧

---

૧ મારા વા'લાનું–પતિનું. ૨ હોમનું. ૩ અગ્નિમાં ઘૃત (ઘી) હોમવાથી જેમ અગ્નિ ઝાંખો પડે કે અરિહા (અરિ–શત્રુ હન્–મારવું. રોગ શત્રુનો નાશ કરવા સારૂ રવિ–સૂર્યનું આરાધન જપ વગેરે કરવામાં આવે છે જેમકે આદિત્ય હૃદયનો પાઠ છ૦)–સૂર્ય; સૂર્યની બાર મૂર્તિ મનાય છે માટે જાણે બારે સૂર્યનું પાત્ર ઘડયું ન હોય! એટલે ઘૃત હોમવાથી જેમ અગ્નિ ઉલટો સતેજ થાય, બારે સૂર્ય સામટા તપે તો પ્રલય થાય એવો અર્થ લેવાનો અથવા હોમવાની ચીજોવડે અગ્નિ ઝાંખો પડી શકે? અર્થાત્ ન પડે પણ ઉલટો સતેજ થાય. અથવા શત્રુનો નાશ કરનાર. ૪ બાર સૂર્ય જેવું પાત્ર. ૫ પૃથ્વીના વકારેલા વાઘ હારી જાય અને તેમને મરી ગયેલા મણિધર (નાગ) જેવા ગણે. ૬ ઉદાસ–નારાજ કરેલો. ૭ ભૃગુ ઋષિએ જય વિજયના દેખતાં વિષ્ણુને લાત મારી હતી એવી કથા છે. મતલબ કે બ્રાહ્મણ સદા ક્રોધી હોય છે. ૮ હદ. ૯ હરત્રિનેત્રમાં–શંકરના ત્રીજા નેત્રમાં—શંકરનું ત્રીજું નેત્ર પ્રલય સમયે ઉઘડે છે એટલે જ્યારે ઘણા ક્રોધાયમાન થાય છે ત્યારે ત્રીજું નેત્ર ઉઘડે છે. મતલબ કે શંકરનું ત્રીજું નેત્ર ઉઘડે ને ક્રોધ જણાય તેમાં ને આ બ્રાહ્મણના ક્રોધમાં. ૧૦ વ્યતિરેક–અંતર ન–નહી. ૧૧ નારીથી જીતાએલો. ૧૨ હલકી ઉપમા. ૧૩ રાજી થએલો મટી હવે હું બળી ઉઠયો. ૧૪ હે દુષ્ટ (પ્રધાન) હવે તો બળી જા.

વે'લા વૈકુંઠથી વૈકુંઠ–પતિ આવ્યા, રખે થાય વિવા'માં વઘયણું રે[1];
વળી પરમ ભક્ત મદન જાણીને, ઉગારી લીધું મયણું[2] રે. ૧૨

શંખ ચક્ર ગદા મૂકીને, અનળને[3] ખાતે ખાળ્યે રે;
મદન બળેલો મુનિને બતાવી, શાપ તાપસ[4]નો ટાળ્યો રે ! ૧૩

યોગેશ્વર યોગવક્તાને[5] મળિયા, લગ્ન સુધી મુજ ભક્ત બચાવો રે;
યોગનારાયણ[6] દીઠે નમિયા, ભુલ્યો ભગવાન ક્રોધે ભમાવ્યો રે. ૧૪

વચન પળાવી સમાધાન કરાવી, શ્યામ સુંદર કે' અમો જઈશું રે;
નરસંઈને નડશે નાગર કોઈ, વળી ત્યારે તમને કહીશું રે. ૧૫

મદન પાસે મોહન આવ્યા, ભાવ્યા ઘણું ભક્ત મનમાં રે;
બચાવ થયો તે ભક્તિ વડે દીઠો, મીઠો લાગ્યો મેળાપ તનમાં રે. ૧૬

મોરારી કે' મન ગમતું મળિયું, હળિયું તારે રૂડે કર્મે રે;
નરસંઈને માટે હું આવ્યો, નહીં તો ન મળું તને ધર્મે[7] રે ! ૧૭

તપોધન[8] પરમાનંદ જાણો, ફેરવતા રખે હારો રે;
નાગરનું નિર્મૂળ કા'ઢશે, વા'લો કે' ન જુવે મારો તારો રે. ૧૮

વલણ.

મારો તારો જુએ નહીં, જુવે નાગરનો નિશ્ચે ભાર રે;
એમ કહી અંતર્ધાન હુઆ, જોત જોતા ગયા મોરાર રે ! ૧૯

---

૧ વિઘ્ન કે વગોણું. ૨ મરણ. મદનને પુરોહિત શાપ વડે બાળી નાખશે માટે તે પોતાનો ભક્ત હોવાથી તેનું મરણ ટાળવાને તેમ શામળશાના વિવાહમાં વિઘ્ન ન થાય માટે વૈકુંઠપતિ કૃષ્ણ ત્યાં આવી પહોંચ્યા ૩ અગ્નિ. ૪ તાપસ—પુરોહિત શાપ ટાળવાને મદનને બળેલો બતાવ્યો. ૫ યોગ વક્તા—પુરોહિતને યોગેશ્વર—કૃષ્ણ મળ્યા ને બોલ્યા કે આ મારા ભક્ત (મદન) ને લગ્ન સુધી બચાવો. ૬ યોગ નારાયણ—કૃષ્ણને જોઇ તે બોલ્યો, હે ભગવાન હું ભૂલ્યો—મને ક્રોધે ભમાવ્યો ૭ ગમે તેટલું ધર્માચરણ કરે તો પણ હું તને ન મળું, પરંતુ નરસિંહ મહેતાની ખાતર હું આવ્યો છું. ૮ તપોધન—પુરોહિત, એ પરમાનંદ-ઈશ્વર રૂપ જાણો ને નાગરનું નિર્મૂળ કાઢે એવો છે.

વરનાં વખાણ કર્યાં વિધ વિધે, પણ થર તગે નવ નરખ્યું રે;
હરિ જેવા પુરોહિત શે મન હરખ્યું, હીણે કારણે એ રત્ન પરખ્યું રે. ૪

મારા વા'લાનું[1] વેણ ન માન્યું, કો' કે'ણ તમને શે ન રૂચ્યું રે;
નરહીણ ફોડયું નારાયણ જેવા, દેવા આ કરણે કયાં લૂંછયું રે. ૫

મદન માનુનીનાં વચન સાંભળી, રૂષિવરનું રૂપ ફરિયું રે;
ઘૃત આહુતિ[2] અગ્નિ પડે ઝાંખો, શકે અરિહા[3] દ્વાદશ[4] પાત્ર ઘડિયું રે. ૬

વસુંધરના[5] વાઘ વકાર્યાં હારે, મારેલા મણિધર શા લેખે રે;
ઉવેખેલો[6] વાડવ કોણ પેખે, લાત[7] મારી જયવિજય જ્યાં દેખે રે. ૭

પક્ષી પશુ પ્રાણી ક્રોધી કહો, પણ વાડવથી વળીઓ છેક[8] રે;
(મહા) કાળના કાળ સમો તે કોપ્યો, હર ત્રિનેત્રમાં[9] નવ્યતિરેક[10] રે. ૮

હે નીચ નાગર! શે મને મોકલીઓ, અપરીક્ષક જ્યારે જાણ્યો રે;
આમને ગમે તે અમે તો આણ્યો, હવે થયો કયાંથી તું શાણો રે. ૯

નારજીત[11] નર નરકે પડ્યા જેવો, હીનોપમા[12] ન એથી બીજી રે;
રીજી મટી કહે સીજી[13] ગયો હું, દુષ્ટ બાળ્ય[14] હાવાં કહું ખીજી રે. ૧૦

ધનુષમાંથી બાણ નિકળે, જેમ ગોફણથી ગોળો રે;
તેવું વેણ નીકળ્યું તાપસનું, બાળવા માંડયો મદન જે ભોળો રે! ૧૧

---

૧ મારા વા'લાનું-પતિનું. ૨ હોમવું. ૩ અગ્નિમાં ઘૃત (ઘી) હોમવાથી જેમ અગ્નિ ઝાંખો પડે કે અરિહા ( અરિ-શત્રુ હન્-મારવું. રોગ શત્રુનો નાશ કરવા સારૂ રવિ-સૂર્યનું આરાધન જપ વગેરે કરવામાં આવે છે જેમકે આદિત્ય હૃદયનો પાઠ ઇ૦ )-સૂર્ય; સૂર્યની બાર મૂર્તિ મનાય છે માટે જાણે બારે સૂર્યનું પાત્ર ઘડયું ન હોય! એટલે ઘૃત હોમવાથી જેમ અગ્નિ ઉલટો સતેજ થાય, બારે સૂર્ય સામટા તપે તો પ્રલય થાય એવો અર્થ લેવાનો-અથવા હોમવાની ચીજોવડે અગ્નિ ઝાંખો પડી શકે? અર્થાત્ ન પડે પણ ઉલટો સતેજ થાય. અથવા શત્રુનો નાશ કરનાર. ૪ બાર સૂર્ય જેવું પાત્ર. ૫ પૃથ્વીના વકારેલા વાઘ હારી જાય-અને તેમને મરી ગયેલા મણિધર (નાગ) જેવા ગણે. ૬ ઉદાસ-નારાજ કરેલો. ૭ ભૃગુ ઋષિએ જય વિજયના દેખતાં વિષ્ણુને લાત મારી હતી એની કથા છે. મતલબ કે બ્રાહ્મણ મહા ક્રોધી હોય છે. ૮ હદ. ૯ હરત્રિનેત્રમાં-શંકરના ત્રીજા નેત્રમાં—શંકરનું ત્રીજું નેત્ર પ્રલય સમયે ઉઘડે છે એટલે જ્યારે ઘણા ક્રોધાયમાન થાય છે ત્યારે ત્રીજું નેત્ર ઉઘડે છે. મતલબ કે શંકરનું ત્રીજું નેત્ર ઉઘડે ને ક્રોધ જણાય તેમા ને આ બ્રાહ્મણના ક્રોધમાં. ૧૦ વ્યતિરેક-અંતર ન-નથી. ૧૧ વૈરીથી જીતાએલો. ૧૨ હલકી ઉપમા. ૧૩ રાજી થએલો મટી હવે હું બળી ઉઠયો. ૧૪ હે દુષ્ટ (પ્રધાન) હવે તો બળી જા.

વે'લા વૈકુંઠથી વૈકુંઠ-પતિ આવ્યા, રખે થાય વિવા'માં વઘયણું રે[1];
વળી પરમ ભક્ત મદન જાણીને, ઉગારી લીધું મરણું[2] રે. ૧૨

શંખ ચક્ર ગદા મૂકીને, અનળને[3] ખાતે ખાવ્યો રે;
મદન બળેલો મુનિને બતાવી, શાપ તાપસ[4]નો ટાળ્યો રે! ૧૩

યોગેશ્વર યોગવક્તાને[5] મળિયા, લગ્ન સુધી મુજ ભક્ત બચાવો રે;
યોગનારાયણ[6] દીઠે નમિયા, ભુલ્યો ભગવાન ક્રોધે ભમાવ્યો રે. ૧૪

વચન પળાવી સમાધાન કરાવી, શ્યામ સુંદર કે' અમો જઈશું રે;
નરસંઈને નડશે નાગર કોઈ, વળી ત્યારે તમને કહીશું રે. ૧૫

મદન પાસે મોહન આવ્યા, ભાવ્યા ઘણું ભક્ત મનમાં રે;
બચાવ થયો તે ભક્તિ વડે દીઠો, મીઠો લાગ્યો મેળાપ તનમાં રે. ૧૬

મોરારી કે' મન ગમતું મળિયું, હળિયું તારે રૂડે કર્મે રે;
નરસંઈને માટે હું આવ્યો, નહીં તો ન મળું તને ધર્મે[7] રે! ૧૭

તપોધન[8] પરમાનંદ જાણો, ફેરવતાં રખે હારો રે;
નાગરનું નિર્મૂળ કા'ઢશે, વા'લો કે' ન જુવે મારો તારો રે. ૧૮

વલણ.

મારો તારો જુએ નહીં, જુવે નાગરનો નિશ્ચે ભાર રે;
એમ કહી અંતર્ધાન હુઆ, જોત જોતાં ગયા મોરાર રે! ૧૯

---

૧ વિઘ્ન કે વગોવણું. ૨ મરણ. મદનને પુરોહિત શાપ વડે બાળી નાખશે માટે તે પોતાનો ભક્ત હોવાથી તેનું મરણ ટાળવાને તેમ શામળશાના વિવાહમાં વિઘ્ન ન થાય માટે વૈકુંઠપતિ કૃષ્ણ ત્યાં આવી પહોંચ્યા. ૩ અગ્નિ. ૪ તાપસ—પુરોહિત શાપ ટાળવાને મદનને બળેલો બતાવ્યો. ૫ યોગ વક્તા–પુરોહિતને યોગેશ્વર–કૃષ્ણ મળ્યા ને બોલ્યા કે આ મારા ભક્ત (મદન) ને લગ્ન સુધી બચાવો. ૬ યોગ નારાયણ–કૃષ્ણને જોઈ તે બોલ્યો, હે ભગવાન હું ભૂલ્યો–મને ક્રોધે ભમાવ્યો. ૭ ગમે તેટલું ધર્માચરણ કરે તો પણ હું તને ન મળું, પરંતુ નરસિંહ મહેતાની ખાતર હું આવ્યો છું. ૮ તપોધન–પુરોહિત, એ પરમાનંદ-ઈશ્વર રૂપ જાણો તે નાગરનું નિર્મૂળ કાઢે એવો છે.

## કડવું ૧૯ મું. રાગ ધનાશ્રી.

ક્રૂરચા ઢોંગી નિર્લજ ને નફટજી, વેદના વિશ્યે સાંભરી નાગરવટજી;
ઝળના માતાપિતા ખળ જેહજી, વિવા' ફોક કરવા તૂટી પડયા એહજી. ૧

ઢાળ.

તૂટી પડિયા માર વિસરિયા, નરસંઇને નડવા થયા તઇયાર;
દીક્ષિતે ખોટું કરેલું જણાવા, લીધાં કલમ રૂપી હથિયાર. ૨

ખોટું ખરું કાગળે લખિયું, પછે વડનગર મોકલીઆ ઢેડ[1];
જુનાગઢમાં જેટલા અંત્યજ[2], ત્યાં થઇ રહી તેડાતેડ. ૩

અંતવાસી[3] સમગ્ર વડનગર ગયા, ત્યારે, ચિંતાતુર થયા નાગર;
પશુ મરશે ત્યારે કોણ કા'ઢશે, નથી નગરમાં કોઇ નાગર[4] ! ૪

હવે નાગર નાગર ઘેર આવિયા, કા'વ્યા મદનને સમાચાર;
કોણ છે ને ક્યાંથી આવ્યા, મંત્રી જોવા નીકળ્યા બા'ર. ૫

આકાશિકામાંથી[5] નીચું જોતાં, ભ્રમિત થયો મદન;
ત્રણ દિશાએ પૃથ્વી ઉપર, ક્યાંથી ચઢી આવ્યા આ ઘન[6]. ૬

દૃષ્ટિ નીચી કરી કે સર્વે નમિયા, કરિયા ઉંચા ત્યાં તો કર;
હીમના[7] કડકા કે હશે કાગળ, અરે ક્યાંથી પત્ર લાવે જળધર[8]. ૭

(એવે) અંત્યજ ભોટચેથી ભ્રમણા ભાગી, કિંકર મોકલ્યો લેવા કાગળ;
ગણ્યે ગણાય ન એટલા લાવી, મૂકયા મદનની આગળ. ૮

શિરનામે જુનાગઢ વાંચી, બચીખાઇ આવી ઝટપટ;
ના ના કે'તામાં પત્ર તો લીધા, સ્રી-ચાતુરીની કરી લટપટ. ૯

મદન વાંચી વાંચી મનમાં સમજે, ધારે ગોવિંદની એવી મરજી;
નાર ઓછું પાત્ર તે કયમ કરી સાંખે, દીક્ષિતને કે' જુઓ આ વરજી. ૧૦

---

૧ પહેલા કાગળો ઢેડ સાથે મોકલાતા અથવા કદાચ બ્રાહ્મણો ખાસ કરીને તેમની સાથે મોકલાતી, તેથી નાગરોએ તેમને પસંદ કર્યા હોય. ૨ ઢેડ ૩ ગામને છેડે વસનાર—ઢેડ. ૪ ઢેડના અર્થમાં. ૫ અગાશી. ૬ વાદળ-વાદળ રૂપ. ૭ બરફના. ૮ વાદળ-વાદળાં જેવા કાળા ઢેડ.

સર્વ ન્યાતે મળી લખેલું વાંચું, કાન ફોડી સુણીએ રૂખિ;
શ્રવણે શ્રવણ કરો વાચુ, અમને કર્યાં વિધ વિધ દુઃખી. ૧૧

ન્યાત લખે (છે) નરસંઈ નામનો, ડંકો દેશ દેશાવર વાગે;
નરસંઈને જોતા લક્ષ્મીબાઇ તો, શત શત યોજન ભાગે ! ૧૨

વિદ્યા દેવી દરશન નથી દેતી, એની પેઠી બેમાં;
અન્નદેવતા ગભરાઈ નાઠા, કદિ હોય તો રહે શેમાં ! ૧૩

વણુ[1] વણુ દીવેટ વણવી ચલવે, સૂત્રદોરો નહીં સમખાવા;
તુંબાં વટકલ[2] તે પણ જોઇતાં, મદનભાઇ વેવાઇ છે આવા ! ૧૪

ગોપીચંદન માળાની ફુમલ, ભરે છે નરસંઈ બાવા;
સોએક ચોર જો લૂંટે સામટા, તોય ઘરમાં નહીં કંઇ જાવા ! ૧૫

વિનોદ[3] નહીં માટે વધુ ન લખિયું, થોડામાં થોડું લખિયું અત્ર;
નહીં તો સપ્તસાગર સહી રૂપે ખૂટે, ખૂટે પૃથ્વીનો કરીએ પત્ર ! ૧૬

લખતાં મેરૂ લેખણુ ઘસાએ, મેહેતાને વર્ણવતાં હારે શેષ !
ન્યાત સર્વે ન્યાત બા'ર મૂકું, જો પુત્રી એને દેશ. ૧૭

બચીબાઇ કે' મૂઠ સુણીએ, ફરી આવ્યા જે ફેર;
વૈરાગી જાન આવ્યે પરણાવો, એ વરને તમારે ઘેર ! ૧૮

દીક્ષિત છો વળી પુરોહિત છો, માટે નમીને પૂછું હુંય;
ફરી આવ્યા તેનું કારણ કહીએ, લ્યા વધું દીઠુ તમે શુંય. ૧૯

ક્રોધ ન કરવો તે સંભારી, દીક્ષિતજી તો બોલ્યા;
વિદ્યા વપુને[4] કુળ જોયું, વળી પૂર્વના સંબંધ તોળ્યા. ૨૦

રૂપ રંગ વર ઘર જોઇને, અમે વિવાહ કીધો;
પૈસા વિણુ સાત પખે પૂરો, માટે કોલ ત્યાં દીધો. ૨૧

---

૧ વેણુ ઉપરથી કપાસ-રૂ. ૨ ઝાડની છાલ કે ઝાડના રસ વડે બનાવેલાં કપડાં.
૩ કંઇ વિનોદની બેમ-ફાંડાની વાત નથી માટે વધુ લખ્યું નથી. ૪ શરીર.

નીચ નાગરી કે' વયોવૃદ્ધ થયો પણ, અકલ નહીં આણું માત્ર;
દ્રામ વિના દુનિયામા જાણો, સર્વત્ર કાળી રાત્ર. ૨૨

જેને ઘેર ધન એટલું તે, વિદ્વાન કુળવાન ને ગુણવાન;
વકતા દર્શનીય તેને જાણો, એ લોકાચારનું ભૂલ્યા કયા ભાન[1] ! ૨૩

બ્રહ્મા[2] જેવા બ્રહ્મ થઇ ભૂલ્યા, સાવિત્રી ઓને પુત્રી કીધી;
શામળશા ઘરજમાઇ કરી રાખો, મૂઢ ! અમારી લજ્જા શે લીધી. ૨૪

ધિક્કાર પડયો રૂષિ પદ્વીમા, કદળી[3] સમી કમળી છૂટી;
મૂઢ મેધા[4] વિના તું શે ગયો, સારૂં નરતું સુઝયું નહિ બુધી[5]. ૨૫

અપશબ્દ સુણી નેન[6] આપ આવ્યું, સ્મશાનાગ્નિવત દીપ્યો ક્રોધ;
ક્રોધ દીપ્યે બોધ ગયા ભૂલી, વિરોધ વધારવા કરી શોધ. ૨૬

રેખાએ[7] આવી રેખા દીધી, ત્યારે રૂષિવર બોલ્યા;
જા નિચ નાગરી નિર્મૂળ જશે, તોલ તોલી તાપસ ડોલ્યા. ૨૭

હિકરીએ દીવો રહે નહીં, તેં બ્રાહ્મણને બહુ વિધ પીડયો;
મદન ભક્ત માટે રહ્યો હું, ત્યારનો ભીડયો સીડયો. ૨૮

શાપ દેઇ આપ ઉઠી ચાલ્યા, મદને ખાળ્યા તો નવ ખળિયા;
નમન કરી કરી મદન બોલાવે, પણ પાછા ન વળિયા. ૨૯

વખત વિચારી જાવા દીધા, નારને કે' ફૂટયું કર્મ;
ધન ધાન્ય પુત્ર પરિવાર જાશે, થાશે તન મન રહિત ધર્મ. ૩૦

---

૧ આ સ્થળે— यस्यास्ति वित्तं स नरः कुलीनः ।
स पण्डितः स श्रुतवान्गुणज्ञः ॥
स एव वक्ता स च दर्शनीयः ।
सर्वे गुणाः काञ्चनमाश्रयन्ति ॥ ( भर्तृहरि )

એ શ્લોકનો ભાવ છે

૨ બ્રહ્મા જેવા– કંઇ સમજે નહિ એવા અથવા બ્રહ્મા પોતે પણ ભૂલ્યા હતા. ૩ કેળ ( ના ગર્ભ ) જેવી ૪ બુદ્ધિ–સમજણ ૫ અકલ વિનાનું. આંખમાં આપ ( પાણી ) આવ્યુ ૬ રેખા ઇ૦–શામળશાનો આવરદા ટુંકો હતો એ રેખા સામુદ્રિક જોતી વખતે ભૂલી ગયા હતા તેણે આવી આ વખતે દેખા દીધી ગતમત કે તે યાદ આવી તેથી.

વળી નાગરનું નિકંદન કરશે, નાર રખે કોપાવો પરમાનંદ[1];
બચીબાઈ કે' એ કેણુ ન લાગે, તમે કો એને આનંદકંદ. ૩૧

મદન કહે ફંદ નહીં પિંગળાક્ષી[2], અમો સાચું કહીએ આજ;
દિક્ષીત પરમાનંદ એક જાણો[3], મનાવા જઈએ અમો મા'રાજ. ૩૨

## વલણ.

અમો મા'રાજ પાસે આજ જઈએ, કાજ કૂડાને ટાળવા રે;
વિનવિયે વાડવ વિધવિધે, શાપ ખળે તો જઈએ ખાળવા રે. ૩૩

## કડવું ૨૦ મું. રાગ મારૂ.

મદન મંત્રી મન ભય પામ્યો, રૂષિ ચર્ણ શીર મુકી નામ્યો;
મંદિરથી નમતો નમતો આવ્યો, ત્યારે મુનિવરને મન ભાવ્યો. ૧

મસ્તક ચર્ણ માંહે ધરી રાખ્યું, દાસત્વ ઘણું ઘણું દાખ્યું;
તનુજ[4] વાંક 'કરે માતા ક્ષમાય[5], તેમ ધારો તમે રૂષિરાય. ૨

આ દેહમાં પ્રાણુ છે જ્યાં સુધી, ત્યાં સુધી ન થાય કુબુદ્ધિ;
વ્યોમ ભોમ કદી 'બદલાય, તોય તમ વચન ન ફેરવાય. ૩

તમે કર્યું તે મારે સવાવીશ, મને નરસંઇ પર નહીં રીસ;
જાઓ લગનીઆ થઇને વે'લા, છો રહ્યા, તેડી લાવો મે'તા ઘે'લા[6]. ૪

આવાં આવાં વચન સુણીને રીઝયા, અરે ખોટું થયું આ સાધુને ખીજ્યા;
બ્રહ્માના મુખથી બ્રહ્મ નીકળિયા, તેથી વિપ્ર દયાળુ સઉએ ભણિયા ! ૫

મંત્રીને કે' મારૂં બોલ્યું ન ફરશે, વિવા' કરો ત્યાં કુળ ઇકોતેર તરશે;
મારો શાપ ન થાયે ફોક, કદી ઇંદ્રાસન આવે મૃત્યુ લોક. ૬

પણ જ્યારે મારૂં વચન ન ઉથાપો, ત્યારે તમારા કષ્ટ કરૂણાનિધિ કાપો;
જ્યાં સુધી તમે રહેશો આરોગ્ય, ત્યાં સુધી નડે નહીં કંઇ રોગ. ૭

---

૧ પ્રેમાનંદને નાગરોએ ખીજવ્યા હતા તેનો આ ઠેકાણે વ્યંગાર્થ છે. ૨ ક્રોધાયમાન આંખ વાળી. ૩ અહીં પણ શ્લેષ છે. ૪ છોકરૂં. ૫ ક્ષમા કરે—માફી આપે. ૬ મહેતા ઘેલા કરી તો છો રહ્યા તેમને તેડી લાવો.

દુ:ખ સ્વપ્નામાં નહીં તમે દેખો, પછે થાવાનું નહીં તમે પેખો;
જાઓ વિવા'ની કરો તૈયારી, ભારી જાન આવશે કે' ગતિ મારી. ૮

મદન નમન કરીને વળિયા, બચી બાઇ વેલાં આવી મળિયાં;
કેમ વિવા' ફોક કરીને આવ્યા, સારૂં થયું એ વધામણી લાવ્યા! ૯

મદન કે' વિવા' નહીં થાયે ફોક, કદી આથી શત ઘણો કરો શોક;
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર બ્રાહ્મણથી હારે, હું કોણ માત્ર દુબું બ્રહ્મ ત્યારે. ૧૦

નારી કહે લહુ સહુ મમ, કૂડા કંથ એ તમારાં કર્મ;
ફાવતું કરી હવે ફુલાઓ, મુજ નિર્ભાગણીનો લુંટયો લાઓ. ૧૧

સો હાથને કુવે નાખી કમળી, પિતા રૂપ કુહાડે છુંદી કદળી;
કુંવરી મારી મારી કરી ફુલાતા, દુ:ખ દરીએ નાખી ત્યારે વળી શાતા! ૧૨

હું તમને કપટી નો'તી જાણતી, વિશ્વાસઘાતી મત નો'તી આણતી;
બગ ઠગ જેવા થઇ ન બોલો, સ્વાર્થ સાધ્યો માટે મન ડોલો. ૧૩

જ્યારે ધાર્યું કરવું'તું તમારૂં, ત્યારે શીદ મત પૂછયું અમારૂં;
મરૂં મારૂં પણ પુત્રી ન આપું, નથી એ ઉપર તમારૂં દાપું! ૧૪

હું તો ખરા નાગરની છું બચી, વેલ[1] પેઠે વિંટાઇને જાઉં લચી;
તમારૂં કપટ અવળું કઢાશું, ફાવે ત્યાં વિવા' કરી કમળી લડાશું. ૧૫

મદન મેહેતો કે' બહુ થયું બાઇ, જે રૂચ્યું તે કર્યું જદુરાઇ;
દબાયો[2] દેખી 'દામની[3] પેર કુદી, છરો લેઇ કે' નાખું કમળી છુંદી. ૧૬

મદન અક્રોધીને ક્રોધ ચઢીઓ, ચૌદમું રત્ન[4] દેખાડી વઢીઓ!
બુમે બુમ પાડીને રડતી, નાગરી વેષ કરતાં નથી ખળતી. ૧૭

વિવા' કરાવનારને દે ગાળો, બાપ ભાઈ મારે નાગરી[5] ભાળો!
મુઆએ મને કસાઇ વાડે નાખી, ઓ જનની[6] શીદ જીવતી રાખી. ૧૮

ગળગુથીમાં ઘોળી ન પાયું ઝેર, કસઇ કર સાંપી કરવા શીદ કેર!
મારની બીકે મનમાં બરબડતી, કેટલુંક ચાહનપણું[7] ચરવડતી. ૧૯

---

૧ સ્ત્રીને વેલની ઉપમા અપાય છે. વેલની માફક વીંટાઇને એવી લચું કે તમારે પણ નમવું પડે-દબાઇ જાઓ. ૨ મદન દબાઇ ગયા જોઇને. ૩ વીજળી. ૪ માર. ૫ નાગર સ્ત્રી-બાયુમાઈ. ૬ પોતાની માતાને કહે છે. ૭ જાહેર રીતે-સંભળાય તેમ.

દેતી ન દેવાય એવી ગાળો, પ્રભુ અહીંથી છોડાવી સંકટ ટાળો;
એવે ભોજન વેળા તો થઇ, (એઇ) નાગરીને દાસી બોલાવા ગઇ. ૨૦

બાઇ જમવાને માટે ચાલો, શીદ આરંભ્યો કંકાસ ઠાલો;
વચન સુણી વાઘેણ પેર ધુરકી, જાણે નાગેણ નાખશે વિખની ભુરકી. ૨૧

રંક દાસી છળીને નાઠી, અવર[1] ન્યાતે ન સ્ત્રી આવી ગાઠી;
(ભાગ્યું)નભાગ્યુંકરીમંત્રીએખાધું,(પછે)રાજસભામાંજઇબેઠો સાધુ. ૨૨

મન કચવાય કામ ન સુઝે, કલમ હાથે હોય તોય કર ધ્રુજે;
વેણુ સાંભળે કે વાગે બાણુ, કે'ણુ કામનીનાં રખે લે પ્રાણુ. ૨૩

ઘેર જાવા હિંમત નવ ચાલે, અબળા મારવી ધારે ત્યારે દયા ખાળે;
એમ કરતાં થયો પ્રદોષ[2], મદને ધાર્યું ઉતર્યો હશે રોષ. ૨૪

મદનના ગયા પછે છાનું ખાધું,તૈયાર થઇ બેઠી ક્યારે આવે બાધુ,[3],
ભોળે મદને ફરી ખાવા પૂછાવ્યું, મરતાં સુધી ન ખાઉં એવું કા'વ્યું. ૨૫

ધાન્ય ધૂળ જેવું કરી જમિયો, પછે ખાવા ઉઠાડવા આવી નમિયો;
પેટભરા એકલ શૂરા કહી ભાંડયો, કે' કેઇ નખોદણે[4] સંસાર માંડયો. ૨૬

મદન ચુપચુપ ત્યાંથી ગયા, શૈય્યાએ સુઈ જાણે સુખિયા થયા;
એવે કોધમુખી આવી કને, વિવા' ફોક કરવા કો' કે નહિ મને. ૨૭

જેમ કો ભૂતને સમજાવા બેસે, તે તો લાણુ કયાં થકી લેશે;
તેમ મદને ધાર્યું હવે સમજાવું, કામ કરી લેઉં ડાવ્યું ફાવ્યું. ૨૮

મંત્રીશ્વર કે' થવાનું તે થયું, કર્મે લખેલું કુંવરીએ સહ્યું;
બાચી બાઇ કે' હા'પણ નથી ગયું, ધાર્યું કરી હૃદે મારું દહ્યું. ૨૯

શઠ નફટ નાગર તમે નીચ, (પણ) પરણાવો પુત્રી તો કરું માંસનો કીચ;
મદન આશ્વાસન કરવા ગયા, તરછોડ[5] કરી ઘણા બોલ કહ્યા. ૩૦

---

૧ બીજી–બીજી નાતમાં આવી ગાઢી સ્ત્રી હોની નથી. ૨ રાત્રિનો પ્રથમ ભાગ. ૩ બાઝું (લડવા). ૪ સંસારની શરૂઆત. કયી નખોદણીએ સંસાર માંડયો હશે, એમ બૈરાં કંટાળી જાય છે ત્યારે કહે છે. ૫ મદનને તરછોડી–ધિક્કારીને.

અપમાન સુણી રહ્યા ચુપ મે'તા, દબાયા ચંપાયા હરિ હરિ કે'તા;
ભારે દુ:ખવા આવ્યો હાથ, હળવે રહી ખસેડ્યું નારીનું માથ. ૩૧

ખાંનું મળ્યું કે પડી ઝટ વઢી, માથું કુટી સ્વામી સામી તડી;
દ્યો, આ ટળીઓ[1] ગંધવા નથી ગમતો, ધાર્યું કરે ટેક નથી નમતો. ૩૨

ઉશીકાં ગાલ મશુરિયાં ને રજાઇ, કપાસે ભરી મશરૂની મૂકી તળાઈ;
ધાર્યું કરે જઇ ધરણી પર સૂતી, જાણશું દુ:ખ દીધે જશે વાત ખુંતી[2]. ૩૩

મદને ધાર્યું મગતું મલાય, ઠીક થયું ગઈ નીચે બલાય;
સંત નાગરીના છળ ન લહે, લહે તે પણ ખોટચે દુ:ખ સહે. ૩૪

બીજે ઓરડે ગઇ ત્યાંથી નારી, પાત્ર પાડી બુમ પાડી ભારી;
દીવાથી ડરી માટે કર્યો રાજ[3], લોપવા માંડી પછે ત્યાં તો માઝા. ૩૫

હાથ પગના ધબકારા કરતી, નાગર નારી છે ભાઇ નથી નરતી;
ફાસે ગળું આવ્યું હોય જેમ, ઉં ઉં કરી ચીસો પાડે તેમ. ૩૬

મદન ગભરાતો ઉઠીને આવ્યો, ચકમકે[4] દીવો કરતાં ન ફાવ્યો;
શયનગૃહની દાસી મળગાવી ગઇ, બેશુદ્ધ જેવી દીઠી બાચીબઇ. ૩૭

વેશ વિચારે વપુએ દાઝયા, આ રોગે ક્યારે થશું (તાજા) સાજા;
બેઠા બેઠા બગાસાં ખાઇએ, ત્યારે લાવ્યની ગોવિંદ ગુણ ગાઇએ. ૩૮

ધ્યાન ધરી બેઠા મદન, નારીએ જોયું વાંકું કરી વદન;
ઉઠી દીવાને રજા આપી, મદન નથી બોલતો તથાપિ. ૩૯

નિર્લજ નાગરીએ મારી લાત, કંકાસ મૂકો થઇ ભાગી રાત;
મંની ગમ રામ કહી સૂતા, (હજી) નારીએ કંકાસ મૂક્યા નૂતા. ૪૦

---

૧ દ્યો આ ટળીઓ ( જાઇએ ) જ્યારે અમારો ગંધવા નથી ગમતો ત્યારે ૨ ખુંતી ખુંતવું-કળવું. દુ:ખ દીધાથી વાત ખુતી-કળી-પેશી જશે ગતલગ કે પાર પડશે અથવા ખુંચી જશે-ખુંચશે ૩ દીવો હોલવ્યો; હોલવવાને બદલે દીવો ગયો-રાજ કરવો કહેવાય છે ૪ એની મેજ સળગે એવા દીવાસળીઓ તે વખતે ન હોવાથી ચકમકથી કે બોયાની દીવાસળી જે અગ્નિને અડકાડવાથી સળગતી તેનો ઉપયોગ થતો. ચકમકથી દીવો થયો નહિ ત્યારે શયનગૃહ ( સુવાના ઘર ) ની દાસી આવી સળગાવી ગઇ.

રડી રડી શેય્યા પલાળી નાંખી, અશ્રુ આવે તેના રામ સાખી[1];
આ જોઇ મદન કરે વિચાર, નીચમા, નીચ નાગરી નાર. ૪૧

ઉપરથી કરે ટાપાટીપ, તેથી દીસે શું મોતીની છીપ?
ત્વચા ગૌર ને કેશ નીલા, શ્યામ[2] મન ન જાણે જન શિળા[3]. ૪૨

જગત ઝવેરી થઇ ઠગાયું, નાગર નારી સારી કહી ભ્રમણે ભમાયું;
ના ના જગત કદી નવ ભૂલે, જે પરીક્ષા કરે વણ મૂલે. ૪૩

તાંબાના રૂપીયાને કે' છે શેઠ[4], એવી નાગર નારી હશે સૌ હેઠ;
એમ વિધ વિધ વિચારે પડિયા, એવે સુણ્યાં પ્રાત તણાં ચોઘડિયાં. ૪૪

ઉજાગરે આંખ્યો બળતી ચોળી, રસ્તો ભૂલ્યા ત્યારે દાસી બોલી;
દાસીએ બતાવ્યે રસ્તે ગયા, પડી રાત્ર કે શિક્ષા પાત્ર થયા. ૪૫

એમ અહરનિશ ચાલ્યો કંકાસ, કમળા ગવરીને ઉપજ્યો ત્રાસ;
માને પુત્રીએ આવી કહ્યું ખરૂં, વિવા' ફોક કરે તો નિશ્ચે મરૂં. ૪૬

બચીબાઇ કહે કવુચે[5] કવુચ, જો હીણભાગ્યણીને પડી સુઝય;
કુંવરી કે' એ કેણુ ન લાગે, ફોક સાભળી મરૂં તુંજ આગે. ૪૭

એમ કહીને ચાલતી થઇ, ત્યારે બચીબાઇ કંથ પાસે ગઇ;
આપું બોલ્યું પાળો જો નાથ, તો વિવા' કરીએ શામળશા સાથ. ૪૮

કાંત કે' કાંતા બોલો મુખે, નિર્ગ્યું ત્યા સુધી સહિયે દુઃખે;
મારી કે' મારો ભાઇ લગ્ન લૈ જાય, એને રૂચે તો ત્યાં થાય. ૪૯

જુએ નરસેંયો રે' નાગરવાડે, ઘરનું ઘર છે કે ઓતું ભાડે;
ન્યાતમાં છે કે એ છે જૂદા, સોવસા કરશો મન થયે સુદા. ૫૦

---

૧ આંખમાંથી આંસુ પડતાં હોય તો તેના રામ સાક્ષી-ગતલબ કે પડતાં નહોતાં છતાં પથારી તો રોઇને પલાળી નાખ્યાનું જણાવે છે ૨ મન શ્યામ-કાળું મેલું. ૩ સદ્‌ગુણી જન જાણી ન શકે. ૪ તાંબાના ખોટા રૂપીઆને ભગત (શેઠ) કહેવામા આવે છે તેમ નાગરની નારને લોકો ઉચી કહે છે મતલબ કે જગત્ છેતરાતું નથી. ૫ પિના હોય જેવો તેથી દીકરી હોય અવતરી.

આટલો પ્રતિબંધ જો ધરો, તો તો સુખે વિવા' કરો;
મંત્રી કહે નાર[1]જીત નાગર સર્વ, હું કયાં રહું એકલો કરી ગર્વ. ૫૧

મદન કે' જાઓ તમે તેમ થશે, વિચાર્યું દુઃખ થોડા દિ તો જશે;
સંત ધારે જેવી માધવ મરજી, નિરમ્યુ હશે તે વરશે વરજી. ૫૨

## વલણ.

નિરમ્યું હશે તે વરશે વરજી, હરજીનું ધાર્યું નહીં ફરે રે;
કરતુ[2] અકરતુ સમર્થ ઈશ્વર, વર કરી તે અભરે ભરે રે. ૫૩

## કડવું ૨૧ મું. રાગ ધનાશ્રી.

મદન મેહેતો મન વિચારે, પર હસ્તે જશે હવે વાત જી;
નરસૈંયાને કેમ માન્ય કરશે, કુભાર્યાનો કુપાત્ર ભ્રાત જી. ૧

મોરારની મરજી છે માટે, લાવ્ય મે'તાને લખું પત્ર જી;
પંદર દિવસ પછે લગ્ન આવ્યું, માટે સજ કરજો સર્વત્ર જી. ૨

છાનો કાગળ એમ વિચારી, લખીયો એક મદન જી;
શાણો સેવક એક મોકલ્યો, પત્ર લઇ મેહેતા સદન જી. ૩

પછી જમવા વેળા થઈ જમવા ઉઠયા, સ્ત્રી કે' મોકલો મારો ભાઈ જી;
મદન કે' હા આજ મોકલીએ, પણ એ આવે છે કંઈ જી. ૪

એવી ગોષ્ટિ કરે છે જેવે, એવે આવ્યો મંત્રી સાળો જી;
લક્ષણ રૂપ કવિ કે' કહું છું, ભાળો સાંભળો સંશે ટાળો જી. ૫

વાગણો માંજરો ને છે કાણો, કોઢીઓ[3] તેથી દીસે શ્વેત જી;
અતિ આ'રી માટે ઉદર મોટું, પણ નહીં વણિક[4] જેવા વેત જી. ૬

---

૧ નાગરો નારીથી જીતાએલા–તેમને વશ છે. ૨ કરવા ન કરવાને. ૩ જાતે ગોરો નહોતો પણ કોઢને લીધે સફેત દેખાતો હતો. ૪ વાણીઆ મોટા પેટના કહેવાય છે. તે સઘળી વાત પેટમાં રાખી શકે એવા ખુબાવતી હોય છે, પણ એણે તો ખાઈ ખાઇને મોટું પેટ કર્યું હતું.

જૂઠામાં જન્મારો ખોયો, નહીં સાચાનું સગાણું જી;
અહંકારીનો અંબાગ[1] હરી શું, ગનમી[2] ન જાણે નમણું જી. ૭

બ્રાહ્મણ ખરો પણ બ્રહ્મ અક્ષર, જાણે નહીં કંઇ તેહ જી,
કાળા અક્ષરને કૂટી મારે પણ, કપટ લહે ઘણું એહ જી. ૮

લૂચો શઠ ઠગનો ઠગ કહીએ, બચીબાઇનો ભ્રાતા જી;
સર્વ ગુણ[3] સંપન્ન જોઇને વળે ભગિનીને શાતા જી. ૯

કોઇનું કહ્યું માને નહીં, આપ મતીલો[4] મૂઢ જી;
ઉંડ ગુંઠ કરે મન ધાર્યું, સમજે નહીં મર્મ ગૂઢ જી. ૧૦

મૂરખમાં શિરોમણિ પોતે, વળી ખારતણો સરદાર જી;
નાગર નામનું નૂર રાખવા, આ જન્મ્યો ગુણ ભંડાર જી. ૧૧

નામ કાંતિલાલ પ્રથમ હતું, પણ ફરિયું ગુણથી તેહ જી,
કાંતિલાલ હતા તે બદલાઇ, કપટીલાલ થયા નિઃસંદેહ જી ! ૧૨

આવા નાગરનું વર્ણન કરતા, કોશ બાવન[5] તો ખૂટે જી,
મનાઇ છે માટે વર્ણું નહીં, વળી રસ ચાલતો તૂટે જી. ૧૩

કપટીલાલને બચીબાઇ કહે, (રૂડું) ગોઠે તો લગ્ન પત્રી દેવી જી;
કપટીલાલ કે' કૂડું કેમ કરીએ, મૂકો શીખામણ એવી જી. ૧૪

આજ રાત્રીએ મારે જાવું, કોણ કોણ આવે મારી સાથે જી,
હુંશીઆરને મોકલો હું સાથે, જે સામાન સાચવે રાતે જી. ૧૫

બચીબાઇ કે' તૈયાર કરી રાખું, એ ફિકર તારે તજવી જી,
પણ પરીક્ષા કરવાની સૌ સજાઇ, ભૂલ્યા વિના તારે સજવી જી. ૧૬

બોલ્ય નહીં ખોડી[6] વળી વળીને, હું તો હવે જઉં છું જી;
બોલ્ય બોલ્ય કરીશ તો નિશ્ચે, જઉં નહીં તુજને કહું છું જી ૧૭

---

૧ ઠગલો ૨ નમ્યું ન આપે એવો, મુર્ખ. ૩ ઉપર વર્ણન કર્યા એવા સર્વ ગુણવાળો જોઇને–વક્રોક્તિ. ૪ પોતાનુંજ ખરૂં એવા વિચાર પ્રમાણે વર્તનાર–સ્વચ્છંદી–જક્કી, દુરાગ્રહી. ૫ સંસ્કૃત ભાષાના બાવન કોશ છે. ૬ બહેનને પણ ખોડી કહી ગાળ દે છે.

એમ કહીને તે ચાલ્યો, મદને તેને બોલાવ્યો જી;
કપટીલાલ રખે કપટ કરતા, કાવતરૂં[1] કરે અહીં નહીં ફાવો જી. ૧૮

મદનમેંત્રી નામ મારૂં, કપટ કરે કારાગ્રહ નાંખું જી;
નાગરવટ નાગર પાસ ન ચાલે, કહું છું ગુન્હો નહીં સાંખું જી. ૧૯

તેજમાં લેવાયે બોલાયું નહીં, પણ બડબડતો ત્યાંથી ચાલ્યો જી;
એને પૂછ્યું શું કહ્યું ભાઇ, ભયે બીજું બતાવી સંશે ટાળ્યો જી. ૨૦

હવે કમળાગવરીએ જાણિયું, મામો જુનાગઢ જાય જી;
માધવની સ્તુતિ કરી, વર મેળવજો શામળશાય જી. ૨૧

પ્રાર્થના બાળ અજ્ઞાન શું જાણું, તેમાં વળી સ્ત્રી જાતિ જી;
શ્વશુર[2] શ્વશ્રૂની[3] માની લેજ્યો, હું માટ સ્તુતિ વિધવિધ ભાતિ જી. ૨૨

એમ સ્તુતિ કરતી જ્યાં બાળા, ત્યાં સેવક તેડેલો આવ્યો જી;
પત્ર લખેલો તેને આપી, વળી સુખ સમાચાર કા'વ્યો જી. ૨૩

કોઇ ન જાણે તેવી કળથી, કાગળ તું આપજે કરે જી;
જવાબ લઈ શુભ કરીને, વે'લો આવજે ભાઇ તું ઘરે જી. ૨૪

ઇશ્વર સર્વ સારૂં કરશે, ન્ત તમે ધીરજ ધરશો જી;
સર્વનું મન એમ કહે છે, તમે જરૂર શામળને વરશો જી. ૨૫

### વલણ.

શામળને વરશો બેની મારી, એમ કહી સેવક જાય રે;
જન પ્રેમાનંદ વરણવે, હવે મહેતાનો મહિમાય રે. ૨૬

## કડવું ૨૨ મું. રાગ કેદારો.

મદને દાસ જેહ મોકલિયો, તે તો આવી મે'તાને મળિયો;
સંતને દેખી ઘણે ઢળિયો, તે વાતનું વર્ણન કરૂં રે. ૧

---

૧ ઠગવાજી. ૨ સસરો. ૩ સાસુ.

વર્ણન કરૂં હું તેહનું, સુણો શ્રોતા વક્તા જન;
પર્ણકુટી[1] જોઈ સેવક કચવાયો, વંચાયો નિશ્ચે તપોધન[2]. ૨

એવે કો એક સંતે જઇ કહ્યો, મેહેતાને સમાચાર;
વડનગરથી કોઇ આવિયો, અનુચર આણીવાર. ૩

મેહેતા કહે હું જઇ મળું, તમે ઘરમાં જાઓ વે'લા;
એક મનુષ્ય જમનાર છે, જઇ કહી આવોને પે'લા. ૪

એમ કા'વી મે'તો મળવા ચાલ્યા, આવ્યા જ્યાં સેવકજન;
તેણે કમળી દુઃખે ઓળખ્યા નહીં, વળી ઘણા એવા સાધુજન. ૫

એવે એક સંતે સેવકને કહ્યું, ભાઈ મે'તા આવ્યા પેલા;
દર્શન કરી તે બહુ બળ્યો, રે દીસે દીક્ષિત હુંને ઘેલા. ૬

એમ વિચાર કરે મન માહે, એવે મેહેતાજી તો બોલ્યા;
તમ આવે અમો થયા રાજી, પણ તમે ચિત્ત શે ડોલ્યા. ૭

શાણો સેવક સમય વરતી, બોલીઓ તેણી વાર;
મા'રાજ મદને પત્ર આપ્યો, સત્વર લગ્ન આવ્યું નિરધાર. ૮

મે'તી ઓથે સંતાઇ સુણે, રખે હોય નકાર;
કરૂણાકર કે' કાગળ લાવો, સૌ સમય જાણે વિશ્વાધાર. ૯

કાગળ કરમાં આપીઓ, મેહેતા વાંચે તેહ;
સ્વસ્તિ શ્રી શુભ સ્થાનકે, વસો સંત શિરોમણિ જેહ. ૧૦

પૂજ્યારાધ્ય સર્વોપમા લાયક, નરસંઈ તમે મહંત;
શામળશા જે જામાત્ર[3] મારા, તેને જથા[4] જોગ કે'જો સંત. ૧૧

મુજ [5]ઘરૂણીએ કા'વિયું, (તેથી) માણુક મે'તીને કે'જો;
સર્વ કુટુંબ વળી કુંવરબાઇ, બોલાવી, નાગરથી વેગળા રે'જો. ૧૨

---

૧ ઝુપડી ૨ તપોધન—તપ રૂપી ધન વાળો—ઋષિ—દીક્ષિત જે પ્રથમ આવેલો તે.
૩ જમાઇ ૪ યથા યોગ્ય—ઉચિત ૫ ગૃહિણી—સ્ત્રી.

વડનગરથી લખીતંગ પદરજ, જે વૃથા કાંપે મદન;
સાષ્ટાંગ દંડવત્ તેના સ્વીકારો, તો પ્રફુલ્લિત થાય મન. ૧૩

કાલી ઘેલી મારી કુંવરી, તેનો વિવા' કીધો દીક્ષિતે;
તે કબુલ કરી કૃતકૃત્ય કરજો, મુને ન જાણજો નાગર રીતે. ૧૪

કઠોર નઠોર ઢોર ચોર સૌ, શઠ જેહ ઠગ બગ જેવા;
પ્રથમ આચરણ આવાં હત તો, શ્રેષ્ટ પદી[1] આપી કરે કો સેવા: ૧૫

હશે, એ દુષ્ટોનું વર્ણન કરી, નથી ભરતો હું પત્ર;
સર્વત્રે મળી જુનાગઢથી, બહુ બહુ પત્ર લખીઆ અત્ર. ૧૬

મારે ભાગ્યે નહીં માટે હું, રાજ કાજેર[2] મળવા ન આવ્યો;
તે ક્ષમા કરજો સંત મહંતજી, આ સંબંધ મને બહુ ભાવ્યો. ૧૭

પુરાણ શાસ્ત્રે સાંભળ્યું, કે લક્ષ્મી દે સંતને છોડી;
હું પણ નિર્ધન[3] ભાઇ એવો, (પણ) ગર્જ હોય તો મોકલું જોઇતી કોરી. ૧૮

આ લખેથી રખે દુભાતા, આપ જાણો નાગર જ્ઞાતિ નીચ;
લગનીઓ થઈને દુષ્ટ આવશે, તમારે તે કરવો પડશે રીજ. ૧૯

આવા વેવાર ન્યાતે ચાલે છે, રખે મન લાવો ઓછું;
અમો અજ્ઞાની કંઇ નવ જાણું, તેથી મનમાં સોચું. ૨૦

અત્ર સરખું કંઇ કામ કાજ, લખી સુખીઆ થાજ્યો;
થોડે દિવસે જાન લઇ આવી, મુજ અંધનો કર સાંજ્યો. ૨૧

આ વાંચી મે'તાજી રીઝી, તેને ભોજન દેવા ગયા;
મે'તી દીન વાણીએ બોલિયાં, અન્ન નહિ માટે ઉભા રહ્યાં. ૨૨

મે'તો કે' જાઓ બાળમુકુંદ[4] પાસે, જુઓ કોઇએ નાખ્યું;
નારી કે' આજ મેં વીણી લીધું, ત્યાં શેષ કશું નથી રાખ્યું. ૨૩

---

૧ નાગર આવા જાણ્યા હોત તો તેમને ગોટી પદીઓ—નોકરીઓ કોણ આપત. ૨ રાજ કાજના કામને લીધે તેમ મારા નસીબમાં નહિ તેથી હું મળવા આવી શક્યો નહિ. ૩ પોતે પણ સંત જેવો હતો તેથી હું પણ નિર્ધન છું એમ વિવેકમાં કહે છે. ૪ શ્રીકૃષ્ણની મૂર્તિ.

સંત કે' હું જમી ઉઠયો ત્યારે, (મેં) દર્શને જાતા લહ્યા'તા;
પતિવ્રતાએ જઈ જોયું ત્યારે, શરીર ઘઉં ઢળતી વળી રહ્યા'તા.[1] ૨૪

હવે ઘરમાં ઓથો મળ્યો, આ દળવા બેસે નારી;
આડું વસ્ત્ર નાખવા ધારીને, એક વસન[1] કાઢયું ભારી. ૨૫

સારામાં સારૂં જોઈ કાઢયું, પછે નાર દળવા બેઠી;
શ્રોતા બીજી નાગરીમાં ધારો, એ નહિ માત્ર એક હેઠી[2]. ૨૬

વસન નાખ્યું ઓથું રાખ્યું, નારે જાણ્યું નવ નિહાળે;
પણ જીર્ણું વસનમાં બારી જાળી, તેથી સેવક સઘળું ભાળે ! ૨૭

આંહાં[3] તુસે ખાવાનું કર્યું, તે સેવક જમી નમિયો;
મે'તા કહે વળી પધારજો, કે'જો, સંદેશે તાપ ત્રિવિધિ શમિયો. ૨૮

વારૂ કહી વળ્યો અનુચર, તે મન માંહે શોચે;
દીક્ષિત મદન મને લાગે છે, ચતુર્થમાંથી[4] પાયે ઓછે. ૨૯

ધણીને સુઝયું ઢાંકણી માંહે, પાડશી શું કરે સુઝે આરશી;
એક દક્ષ-દીક્ષિત મેધાએ[5] મંત્રી, પછે કો કોની ચાલે પારશી[6]. ૩૦

એમ વિચાર કરતો આવિયો, ભાવિયો, મદન મનમાં;
પત્ર નરસંઇનું આપી પાછો ગયો, વાંચી મંત્રી ફૂલ્યો તનમાં. ૩૧

કેટલાં વાકય વારંવાર ગોખ્યાં, કર્યાં ખંત રાખી પાઠે;
"તમે કો' લક્ષ્મી સંતને તજે, પણ કો' માધવ મળ્યે કોણ ઉચ્ચાટે. ૩૨

નાગર વશ નારી તણે, તેમ નથી મોરારી આપ;
નટવર નાગર ઇશ ધારી, ભારી જાણ્યું હશે નારીનું પાપ. ૩૩

તેમ નથી ભાઇ એહને, ઉલટી લક્ષ્મી[7] એની દાસી;
એમ સ્વતંત્ર જોઇ મેં સંગ કીધો, માટે તજો ઉદાસી " ૩૪

---

૧ કપડું. ૨ એજ પહેલી ઉતરતી હતી તેમ નહિ પણ બીજી નાગરણો પણ એવી દશાની હતી એમ અર્થ ૩ રગઝગ-ગરબડ. ૪ ચાર પાયામાં ઓ એક ઓછો-ત્રણ પાયાનો-ગાંડો-મૂર્ખ. ૫ સમજણવાળો. ૬ કરપણી-નિરાંતની એ ઉપરથી કળા ૭ માધવ-કૃષ્ણ કંઇ નારીને વશ નથી કે લક્ષ્મી તેમની સ્ત્રી છે અને તેને તેઓ દાસી જેવી લેખે છે માટે મેં તેમનો સંગ કીધો છે.

આ પંચ પંક્તિ મોંઢે કરી, મદન મનમાં રીઝયા;
મેં અધમોધમે શું કર્યું, વૃથા તાપસને ખીજ્યા. ૩૫

વલણ.

ખીજ્યો રૂખિને તેણે કરી, મદન મનમાં દુઃખ ધરે રે;
ભટ પ્રેમાનંદ એમ ભણે, વિધિ આવા નાગર વિરલ ઘડે રે. ૩૬

## કડવું ૨૩ મું. રાગ મેવાડો.

વારતા સાંભળી હો, [illegible] તે સંગે,
લગન આવ્યું ઢુંકડું હો, નાથ [illegible] ગમે. ૧

છો નાગરની[1] ન્યાતે હો, તમને દમન બહુ દમે;
પાણી પે'લી બાંધો પાળી હો, તમને કેમ કહું અમે. ૨

વિધિને શું કહીએ હો, નાગર ન્યાતે નાખ્યાં;
આમે જ્યારે નાંખ્યાં હો, ત્યારે નિર્ધન શે રાંખ્યાં. ૩

સંતાનપતિને[2] શું કહીએ હો, મુને સંતાન દીધાં;
ભક્તને દુભવવા હો, દેવે કૂડાં કર્મ કીધાં. ૪

નાથ હું થઇ નાગરી હો, તમને દુઃખ દેવા;
પતિ હુંથી ન બણે હો, તમારી કંઇ સેવા. ૫

સંતાને[3] શાતા માની હો, તે તો દુઃખ દેછે;
પત્ની[4] પતિને ઠારે હો, (તે) પણ તમને ખોટું કે'છે. ૬

પણ નાથ તમે બોલો હો, શું કરીએ રાંકડાં;
ગૃહસ્થાશ્રમ બહુ માઠો હો, બહુ આવે વાંકડાં. ૭

---

૧ નાગરની ન્યાત જન્મ્યા છો માટે તમને ઘણું દુઃખ પડે છે. તમને કેમ કહું અમે–હું તમને શું કહી શકુ ? પાણી પહેલી બાધો પાળી હો–પાણી આવતા પહેલી પાળ બાધો–મતલબ કે લગન આવ્યું માટે અત્યારથી ચેતો તો સારૂં. ૨ બ્રહ્મા–સંતાન આપનાર. સંતાન આપનાર દેવને શું કહીએ કે મને સંતાન આપ્યાં: મતલબ કે ન આપ્યાં હોત તો સારૂં. ભક્તને દુઃખ દેવાને આ સંતાન આપ્યાં તે દેવે સારૂં કર્યું નહી એમ કહેવું છે. ૩ છોકરાં હોય તો શાતા–સુખ માન્યું છે પણ તે તો આપણને દુઃખ દે છે. ૪ પત્ની ઈ૦–સ્ત્રી પતિને ઠારવા સારૂ છે પણ હું તો તમને આવું ખોટું ખોટું કહીને ત્રાસ ઉપજાવું છું.

આવ્યું લગન ઢુંકડું હો, નથી ઘરમાં અન્ન દાણો;
વડી પાપડ વિના હો, કો' વિવાહ જાય માણ્યો ? ૮

નવિન વસ્ત્ર જોઇએ હો, જ્યારે વિવા' આવે;
ઘી ગોળ સરવે હો, એ દિવસે મંગાવે. ૯

સગાં સંબંધીને હો, તેડી કાઇ દેઉં;
હક્કદાર સગાં આવે હો, કે'શે થોડું નહિ લેઉં. ૧૦

જેવું હોય તેવું હો, પણ ઘર રંગવું પડશે;
થેપી થાપી રાખું હો, પણ જુઓ પેલી ભીંત પડશે. ૧૧

ડોલી વિના કેમ ચાલે હો, ગોર દખણા બહુ માગે;
કુંવરબાઇ જાંદરણી હો, કેમ છોડે આવ્યા લાગે. ૧૨

દર દાગીના જોઇએ હો, નહીં તો કહે ભીખારૂ;
ઘોડા રથ જોઇએ હો, થોડામાં થોડું ધારૂં. ૧૩

કભાયું[1] ને જામો હો, જોઇએ સહુ પે'લો,
ઉપર્ણો જરીનો હો, ઓઢશે સામળ ઘેલો. ૧૪

અરે નાથ ભૂલી હો, વિચારમા ઘેલી થઇ,
ઉઠો તમે વહેલા હો, શું બેઠા સમરણી[2] ગ્રહી. ૧૫

જાઓ વેગે હો, દ્વારામતી નગરીમા;
દિવસ વધુ મા ગાળો હો, વાટે રેતી બગરીમા.[3] ૧૬

મુને મેણા દે સો નારી હો, માટે દુઃખ દઉ છું;
કોઇ દિન નહિ કહીએ હો, એક વારકી કહું છુ. ૧૭

દ્રવ્ય કર જોડીને હો, હું તો માન માગું;
દ્રવ્ય લઇ આવો હો, તમારે પાગે લાગું. ૧૮

વલણ.

પાગે લાગે લળી લળી, પતિવ્રતા જે નારી રે;
દુઃખ વેઠો તમે નાથજી, વિનતિ સ્વીકારો મારી રે. ૧૯

---

૧ અંગરખુ. ૨ માળા ૩ ચીકાશ વગરની રેતી જેમાં જલદી ચલાય નહિ.

## કડવું ૨૪ મું. રાગ ગોડી.

અબળા લાગે લળી લળી પાગે, કહ્યું કરો કંથજી રે;
આવ્યો વિવા' પાસે મન ઉચ્ચાટે, જઈએ દ્વારામતિ પંથજી. ટેક. ૧

નરસંઈ કે' ગરજે ઘેલીશી બોલે, દ્વારિકાંગો ! શું દાટયું રે;
શુ થાપણ મૂકી તે લેવા જઈએ, ભામિની ભલપણ કાં આવિયું રે. ૨

વિભીષણે[1] શું થાપણ આપી'તી, લાંચ પાંડવ કેરી લીધી'તી રે;
તેમનું કર્યું તેમ તમારૂં કરશે, વળી ઉગારી, દ્રોપદી જ્યારે ળીધીતી'. કહ્યું૦ ૩

મેહેતો કે' વિભીષણને વચન દીધું, માટે મોહન આવી મળ્યા'તો રે;
પાંડવ સગાં જાણી કારજ કીધું, ખળ કૌરવ ધારી છળ્યા'તા. ભામિની૦ ૪

વાલ્મિક[2] વિદુર સગા નવ જાણું, તેવા ધ્રુવ 'અંબરીષ પ્રલ્હાદ રે;
વિશ્વામિત્રને ક્યા વચન દીધું'તું, પણ બ્રહ્મ[3] કરી ઉપજાવ્યો ઉલ્હાદ. કહ્યું૦ ૫

એકે[4] ભજન કર્યું બીજે અંશાવતારી,[5]તૃતીય પંચને નારદ ઉપદેશ રે,
ચતુર્થને એકાદશી મહિમા, છઠ્ઠાને પુરશ્ચરણે સુઝયો દેશ ભામિની૦ ૬

નારી કે' નાથ લાખ દેખાડુ, કો' નામ[6] દેવે શું આપિયું રે,
મીરાએ મીરાત[7] મોહનને શી આપી, તોય તેનું કષ્ટ કાપિયું. કહ્યું૦ ૭

નરસંઇ કે' નામદેવે આપ્યું, પરથમ પય હરિને રે;
પૂરણ પ્રેમ ભક્તિ મીરાં કેરી, માટે તે ગયાં તરીને. ભામિની૦ ૮

---

૧ વિભીષણને લંકાનું રાજ્ય આપ્યું તે શું કંઇ થાપણના બદલામાં હતું, અને શું પાંડવનું કાર્ય લાંચ લઇને કર્યું હતું. ૨ જ્યારે મહેતાએ સગપણનું કારણ આપ્યું ત્યારે વાલ્મિકિઆદિ સગા નહોતા છતાં તેમનું કાર્ય સાર્યું હતું એમ મહેતી કહી બતાવે છે; વચનની વાત કહેતા હો તો વિશ્વામિત્રને ક્યાં વચન આપ્યું હતું. ૩ તેમને બ્રાહ્મણ બનાવી આનંદ આપ્યો ૪ મહેતીએ બતાવેલા પુરૂષો ઉપર ઇશ્વર તૂઠ્યા તેનાં કારણ મહેતો આપે છે ૫ એક જાતનો પ્રયોગ જે વડે ગાયત્રીના અક્ષર કરેતા મંત્રની સિદ્ધિ થાય છે. ૬ મોટો ભક્ત થઇ દક્ષિણમાં સં. ૧૩૩૫ માં થયો જેને ઇશ્વરે ઘણીવાર સહાય કરેલી ૭ મીરાબાઇનો જીવ ઉગાર્યો હતો તેણે કયી મીરાત ( જાગીર-ઠકરાત ) આપી હતી ! મહેતા એ બે ઉપર પ્રભુ પ્રસન્ન થવાનાં કારણ આપે છે.

અજામિલ[1] નામકિ[2]ને પુંશ્ચલિ[3], કબીર[4] અને રોહીદાસ[5] કે;
તેણુ નાથ કહો શું આપ્યું. સારૂં[6] નહીં કરો નારી નિરાશા. કહ્યું० ૯

મરણુ સમે નારાયણું નામે, અજામલને કીધી સા'ય રે;
કામની કીર મિષે તો તારી, બીજા સંત મહંત કે'વાય. ભામિની० ૧૦

મેહેતી[7] કહે હું કેઇ પેર સમજુ, તમે ત્રિકમને કહો શોભી રે;
રજનું ગજ આપે ગિરિધારી, અદોષને દોષ ન રે શોભી. કહ્યું० ૧૧

લોભ નિર્મેલો[8] ચલાવાને માટે, પોતે લોભી થયા છે રે;
રજ કો આપે ત્યારે ગજ આપે, એ વેણુ તમે કહ્યા છે. ભામિની० ૧૨

મેહેતી[9] કહે મોટા મોરારી, તમને અમો કેમ પો'તું રે;
આ કાર્ય કેરો ઉપાય કરો, બોખ વરેડુ નાંખો સોતું. કહ્યું० ૧૩

નરસઇયો કે' એની મેળે થાશે, ચિંતા ચિત્તથી કાઢી નાંખો રે;
રજ આપ્યું હશે તો ગજ આપે,'નહિ તો)આ સ્થિતિમાં શું કરૂં'ભાખો.ભા०૧૪

આવા બોલ જ્યારે નાથે કહ્યા, ત્યારે નારી મહાદુઃખ પામી રે;
કૂવાડે કાપી કદળી જેમ કંપે, ત્યમ દીન થઇ ઉભી સ્વામી સામી. કહ્યું० ૧૫

---

૧ કનોજનો એક બ્રાહ્મણુ જેણે મરતી વખતે પોતાના નાના દીકરા નારાયણુનું નામ લીધું તેથી તેનો મોક્ષ થયો—જો કે તે દુષ્ટ કામો કરતો હતો. ૨ નામની (?) ૩ ગણિકા—પોપટને રામનામ શીખવતા મોક્ષ થયો છે ૪ સુપ્રસિદ્ધ છે—એ નામનો ધર્મ સ્થાપનાર મૂળ પુરૂષ ૫ હરિશ્ચંદ્રનો પુત્ર. ૬ સ્રીને નિરાશ કરો તે સારૂં નહિ. ૭ કોઇ પણુ પ્રકારે મેહેતા કબજે ન આવ્યા ત્યારે મેહેતી કહે છે કે ત્રિકમને—ભગવાનને તમે ઉપર પ્રમાણે કહેછો તેથી તે લોભી ઠરે છે એ હું શી રીતે સમજી શકું, કારણુ રજનુ ગજ કરે—જે થોડું આપે તેને તે ઘણું આપે છે એવા અદોષ ભગવાનને દોષ આપવો એ શોભતું નથી ૮ મેહેતીએ ઉપનું વાક્ય કહ્યું, ત્યારે મેહેતા કહે છે કે લોભ (આકાંક્ષા)—પ્રપંચ—સંસાર—નિર્મેલો કર્યો છે માટે તે ચલાવના પૂરતા પોતે (ભગવાન) લોભી થયા છે. મેહેતા કહે છે કે વળી તમેજ કહો છો કે 'રજ કો આપે ત્યારે ગજ આપે' મતલબ આપણે રજ પણુ આપ્યું નથી તો ગજ ક્યાંથી મળવાનું છે. ૯ મેહેતી કહે છે કે તમો મોટા મોરારિ (ભગવાન જેવા) છો તેથી તમને હું શી રીતે પહોચી શકુ—વાદમાં જીતી શકું. આ કાર્યકેરો ઉપાય કરો—આ કામ (વિવાહનુ) કેમ થાય એનો ઉપાય કરો અને બોખ—ડોલ અને વરેડું—દોરડુ સોતું—સહિત—સાથે દોરડા સાથે ડોલ કૂવામા નાંખો—એટલે બોખ વરેડું કૂવામાં જવા દો—મતલબ કે સઘળું તકરારી બોલવાનું જવા દો અને કાર્ય થાય તેમ કરો.

રૂધિર[1] ઉડી શરીરનું ગયું સહુ, તેથી, દીસે ઘણી પીળી રે;
શિથિલવિથિલ બંધ થયા સર્વે, કષ્ટે ઉભી નાગરી શીળી. કહ્યું૦ ૧૬

કપોળ ઉપર પ્રસ્વેદ થયો બહુ, મન ઉભરાતું ન જંપે રે;
ચોધારે અશ્રુ કપોળ ઉપરથી, કુચ ઉપર પડે માટે કંપે. કહ્યું૦ ૧૭

દીન થઈ શાણી ગલિત થઇ વાણી, વાયુ વૃક્ષ પાડે તેમ પડતી રે;
મન કચવાયે અમુઝણ થાયે, નાથ ન જાણે એમ રડતી. કહ્યું૦ ૧૮

આવી સ્થિતિ જોઇ પડેવી ઉકાડી, નરસંઇ કે' અમે જઇએ રે;
ટોપી માળા તંબુરો લાવો, તમ કાર્ય થાય તો સુખી થઇએ. ભામિની૦ ૧૯

પતિવ્રતાએ પતિ વચન માન્યું, માગેલું આણી ઝટ દીધું રે;
સાજ સજી સંત ત્યાંથકી સોઢયા, પ્રયાણ[3] પ્રભુને મળવા કીધું. ભા૦ ૨૦

વલણ.

મળવા કીધું મન મોહનને, ધન અર્થે ધરણીધર પાસે જાય રે;
જન પ્રેમાનંદ વર્ણવે મહિમા, વાટે સમાચાર શા થાય રે. ૨૧

## કડવું ૨૫ મું. રાગ દેશાખની ચોપાઇ.

ચાલવા એ'તે નિશ્ચય કીધો, મેહેતીએ જાણ્યું મનોરથ સિધ્યો;
પુઠ જોઇ નાથની નારી રીઝી, હસવા લાગી પાડોશણ બીજી ૧

તેનું મન માંહે નવ ધરિયું, ભજવા બેઠા તેણે કામ સરિયું;
મેહેતો માર્ગે વિચારજ કરતા, ધિક્ક અવતર્યો દુઃખ દેવા ભરતા[4]. ૨

વૃથા વિનતાને કહે જઇએ, શું આપી વિસર્યા તે જઇ લઇએ;
ગરજે શ્રીએ કીધા ઘણા વેષ, (ખોટી) દયા આણી નહીં કંઇ લેશ. ૩

---

૧ મેહેતાનાં વચન સાંભળી લોહી ઉડી ગયું તેથી પીળી (ફીકી) દેખાવા લાગી શિથિલ વિથિલ ૪૦—જાણે ગાત્ર ભાગી ગયાં હોય એવી થઇ ગઇ અને દુઃખ પામેલી એવી શીળી (ગરીબ) નારી ઉભી રહી ૨ કપોલ-કપાલ મતલબ કે મોઢા ઉપર પસીનાના ઝેબ થયા અને તેનુ મન ગભરાતુ ને જગાપણુ જ પ વળતો નહોતો. ચોધારે ૪૦—આંખોમાંથી ઝપાટાબંધ અશ્રુ-આંસુ કપોલ—ગાલ ઉપર થઇને કુચ-સ્તન ઉપર પડતા હતાં તેથી તે કંપતાં હતી ૩ ગમન-જવુ. ૮ ભરણ પોષણ કરનાર વિષ્ણુ.

ભાર ભાર રે' ત્યા સુધી સારૂં, નાથ કદી ના રીઝે માન જશે મારૂં;
સંતની, કરે શામળો નિશ્ચ સા'ય, પછે અધીરા થઇ કેમ જવાય. ૪

ચાલો ઘેર બેઠા ભજીએ હરિ, ખોટી દયા રહી એટલી ધરી;
એમ વિચારી પાછા વળતા, વળી નારી દુઃખે મે'તા ખળતા. ૫

મુજ નારી સર્વ નારીમાં શ્રેષ્ટ, વેષ નવ લહે નહીં કંઇ નેષ્ટ[1];
લાવ્ય એના મોંને જઇએ, જેદુરાય માને તો જઇ કહીએ. ૬

એમ વિચારી વળી ચાલ્યા, શુકન સારા સારા મે'તે ભાળ્યા;
વળી વિચાર મન માહે થયો,(ગરજે) ગોવિંદ પાસ ન કો સંત ગયો. ૭

ત્યારે મારૂં તે કોણુ ગજું, ભવને જઇને લાવ્ય ભગવંત ભજું;
મંદિર જાવા જેવે પાછા વળ્યા, (એવે) દીન બોલ અબળાના સાંભળ્યા. ૮

ત્યારે વળી દ્વારામતીની લીધી વાટ, એવે થયો મન માંહે ઉચ્ચાટ,
એમ આવાગમન[2] હીંડોળે ચઢયા, વેમી શુકન જોનાર સામા લઢ્યા. ૯

તેમણે અજુક્ત વાયક ભણિયુ, તેથી હીન રૂપ મહેતાનું બણિયું;
પછે મનને કરી ઘણું ધીટ, ચાલ્યા નાશા સામી કરી મીટ[3]. ૧૦

(જેમકો)આખી રાત દળી કુલડીમા વાળે,(તેમ)મે'તાત્રીસરા પો'રે ભાગોળ ભાળે;
એવે અંતવાસીએ[4] દીઠા મે'તા, ચાલો બોલાવીએ માહો માહ્ય કે'તા. ૧૧

પશુ ઉતર્ડતા ઉતર્ડતા આવ્યા, દુરગંધે જાય ન મનથી ભાવ્યા,
તે કે' મા'રાજ અંમ ઘેર પધારો, જુ પડી પાવન કર્યા પુઠે સધારો. ૧૨

ઘટિકા ભજન કીર્ત્તન કરજ્યો, અતિ શૂદ્રના[5] અઘ કંઇક હરજ્યો;
નમન દ્વય કર જોડી કરતા, રખે ધારો નાગરથી એ નરતા. ૧૩

સંત હોયે દયાળુ અપાર, વિસર્યા કાર્ય જઇ બેઠા તેને દ્વાર;
ઈહવી[6] જીંથરી, વસલી, વસલો બોલાવી, કોઇ ન આવે તેને લાવે મનાવી ૧૪

---

૧ નિષ્ટા વગરની–અધમ જે વેષ ( ઢોંગ ) લહે નહિ. ૨ જવા આવવા રૂપી હીંડોળે ચઢવાં–મનમા જવુ કે ન જવુ એવી ગડભાંગ થવા માંડી. ૩ નજરને નાક સામે રાખી ( આડું અવળું ન જોતા ) તે ચાલ્યા ૪ પરવાડે રહેનાર ઢેડ ભગીયા ૫ અત્યજ. ૬ અત્યજનાં નામ.

હાયકે હાહુના[1] 'હે'નારે ભરી સભા, મે'તા નવ ધરે નાગરી પ્રભા;
ઉઘાડે છોગે ભજન કરતા શોભે, વાટે જાતાં નાગર જોવા થોભે. ૧૫

અંત્યજકે' ભગત ભજન કરિયે, જે બોલ સુણેથી અધમોધમ[2] તરિયે;
એવે મે'તાને સાંભરી આવ્યું, અરે નારી કાર્યોર્યે મેં ન જવાયું. ૧૬

લાજ્યતી અહીં બેઠા ગોવિંદ ગાઇએ, શીદ અવિશ્વાસી થઇ ત્યાં જઇએ;
(એને) ગરજ હશે તો આપશે આણી, એમ કહી તંબુરો લીધો પાણી.[3] ૧૭

## રાગ સામેરી.

શાંતાકાર[4], ભુજગશયન, જેને, પદ્મનાભ કહીએ સુરેશ રે;
વિશ્વાધાર, ગગનસદૃશ, વળી, મેઘવર્ણ શુભાંગ જેનું બેશ રે. ૧

લક્ષ્મીકાંતમ્ કમલનયનમ્, સ્વયંભૂ કહે હરિ અનાદિ રે;
સાક્ષી[5] ક્ષેત્રજ્ઞ[6], ને હૃષિકેશ[7] કહીએ, વિશ્વાકાર[8] પ્રજાપતિ[9] ભૂતાદિ[10] રે. ૨

---

૧ સાસુના. ૨ અધમથી અધમ-ઉતરતા ૩ પાણિ-હાથ. ૪ ભજનના આરંભમાં મેહેતા સ્તુતિ કરે છેઃ—

શ્લોક.

शान्ताकारं भुजगशयनं पद्मनाभं सुरेशं ।
विश्वाधारं गगनसदृशं मेघवर्णं शुभांगम् ॥
लक्ष्मीकान्तं कमलनयनं योगिभिर्ध्यानगम्यं ।
वंदे विष्णुं भवभयहरं सर्व लोकैकनाथं ॥

અર્થ—શાંત આકૃતિવાળા, સર્પની ઉપર પોઢનારા, નાભિમાં કમળવાળા, દેવોના ઈશ્વર, વિશ્વના આધારભૂત, આકાશની પેઠે અલિપ્ત, મેઘ જેવા શ્યામ રંગના, કલ્યાણ રૂપ અંગવાળા, લક્ષ્મીના પતિ, કમળ જેવાં નેત્રવાળા, યોગીઓએ ધ્યાનથી જણાય તેવા, ભવ-સંસારના ભયને હરનારા, સર્વ લોકના એક નાથ-ધણી એવા વિષ્ણુને હું વંદન કરૂં છું.

ઉપર પ્રમાણે મૂળ શ્લોક છે તે દરેક પુરાણ, કથા કે ભજનના આરંભમાં બોલવામાં આવે છે તે શ્લોકનો ભાવ લઇ મેહેતા અત્રે ભજન આરંભમાં ભગવાનની પ્રાર્થના કરે છે. ૫ બધું જાણનાર. ૬ જ્ઞાની. ૭ સર્વ ઇન્દ્રિઓના નિયામક ૮ જગતના આકાર રૂપ. ૯ બ્રહ્મા. ૧૦ પરમેશ્વર

માધવ[૧], મધુસૂદન[૨], વિશ્વરેતા[૩], પુંડરીકાક્ષ[૪], ને મહાતપ[૫], જેહ રે;
રૂદ્ર[૬], ઉપેન્દ્ર[૭], જનાર્દન[૮], પોતે, વિરાટ[૯], ને વામન[૧૦], દેહ રે. ૩

મહાદ્યુતિ[૧૧], અને મહેશ્વાસા[૧૨], મહીધરા[૧૩], હંસા[૧૪], અનિરૂદ્ધા[૧૫] રે;
ગોવિંદા[૧૬], સત્યધામા[૧૭], જે ચંદ્રાસુ[૧૮], વાચસ્પતિ[૧૯] અને સિદ્ધિદા[૨૦] રે. ૪

સહસ્રાક્ષા[૨૧], સહસ્રપાત[૨૨], નારાયણ[૨૩], શિખંડી[૨૪], જેહઅપાંનિધિ[૨૫] રે;
સુદર્શના[૨૬], પદ્મગર્ભા[૨૭], પોતે, શત્રુઘ્ના[૨૮], વિશ્વાત્મા[૨૯], વિધિ રે. ૫

હું અલ્પ આયુષવાળી મનુષજાતિ, નામનો કેમ લહું પાર રે;
સહસ્ર મુખે સ્તવતાં શેષ હારે, ત્યારે મુજ પામરના શા ભાર રે. ૬

કાલું ઘેલું જેમ બાળક બોલે, તે સમજી લે માતા રે;
હું રંક સેવકની સાં'ય તો કરજ્યો, તમે મોટા વિધાતા[૩૦] રે. ૭

અનેકની સાં'ય અવનિપર કીધી, તે ઘડી ઘડી શું દાખું રે;
દ્રવ્ય વિના ઘેર હુંથી ન જવાશે, રાજ લાજ રાખજ્યો ખરૂં ભાખું રે. ૮

લાજ રાખજ્યો એ શબ્દેથી, નારાયણ ઝટ આવ્યા રે;
પાંડવ જાદવ સરવેને તેડી, લક્ષ્મી આવજો સમાચાર કા'વ્યા રે. ૯

## વલણ.

સમાચાર કા'વ્યા સ્રીને ભાવ્યા, આવ્યા પાંડવ દ્રૌપદી સાથ રે;
વૃદ્ધ યૌવન યાદવ આવ્યા, આવ્યા રતિ[૩૧] સહ રતિનાથ[૩૨] રે. ૧૦

---

૧ મા—લક્ષ્મી+ધવ—પતિ અર્થાત્ વિષ્ણુ. ૨ મધુ નામના દૈત્યને મારનાર શ્રીકૃષ્ણ. ૩ બ્રહ્મા. ૪ કમળ સરખાં નેત્રવાળા—વિષ્ણુ. ૫ વિષ્ણુ. ૬ શિવ—શંકર. ૭ વિષ્ણુ. ૮ વિષ્ણુ. ૯ બ્રહ્માંડ સ્થૂલ દેહનો અભિમાની આદિ પુરૂષ—વિષ્ણુ. ૧૦ બલિરાજાને મારે એક વિષ્ણુનો અવતાર—બલિને મારે ઠીંગણું રૂપ ધારણ કર્યું હતું એવા વિષ્ણુ. ૧૧ તેજોમય મૂર્તિરૂપ—વિષ્ણુ. ૧૨ ધનુર્ધારિ—વિષ્ણુ. ૧૩ પૃથ્વીને ધારણ કરનાર—પ્રભુ. ૧૪ પરમાત્મા. ૧૫ જેનો વિરોધ થઈ શકે નહિ એવા પરમાત્મા. ૧૬ વિષ્ણુ; કૃષ્ણ. ૧૭ સત્યના ધામ—ઘર રૂપ—ઈશ્વર. ૧૮ ચંદ્ર + અસુ; ચંદ્ર—મયુર્પિચ્છ+અસુ—પ્રાણ એટલે મયુર્પિચ્છ છે વાહાલાં જેને એવા કૃષ્ણ. ૧૯ વાણીના જે સ્વામી—બૃહસ્પતિ—ઈશ્વર. ૨૦ સિદ્ધિ આપનાર—મોક્ષ આપનાર અથવા આઠ પ્રકારનું ઐશ્વર્ય આપનાર—ઈશ્વર. ૨૧ હજારો આંખો વાળો—વિષ્ણુ. ૨૨ હજારો પગ વાળો—વિષ્ણુ. ૨૩ વિષ્ણુ. ૨૪ મોરપિચ્છ કે બાણુ ધારણ કરવા વાળો—કૃષ્ણ. ૨૫ વિષ્ણુ. ૨૬ સુંદર છે દર્શન જેનું એવા વિષ્ણુ ૨૭ ચતુર્મુખ—બ્રહ્મા—પરમાત્માં. ૨૮ શત્રુને મારનાર—કૃષ્ણ. ૨૯ વિશ્વનો આત્મા—બ્રહ્મ—વિષ્ણુ. ૩૦ બ્રહ્મદેવ; વિષ્ણુને પણ વિધિ કહેવાય છે. બ્રહ્મા—સૃષ્ટિ રચનાર. ૩૧ પ્રદ્યુમ્ન ( કામદેવ )ની સ્રી. ૩૨ રતિનાથ—કામદેવ—પ્રદ્યુમ્ન.

# કડવું ૨૬ મું. રાગ મેવાડો

સાથને તેડી નાથ આવ્યા રે, યોગમાયાને[1] કે' ભગવાન;
દ્વારામતિ જેવા સદન રચો રે, મેહેતા રહે જે સ્થાન. ૧

બાગ બગીચા સુંદર કરજ્યો રે, રખે ભૂલો તમે કંઇ;
જે આજ્ઞા થઇ તે પાળું રે, કહી દેવી જુનાગઢ ગઇ. ૨

ગરીબ ગરબાંની ઝુંપડી રે, તે તો વાયે ઉડી ઉડી જાય !
ભાગ્યાં તૂટ્યાં છાજના જઇ રે, છોબધ ઘર ત્યાં થાય ! ૩

એમ નિમિષ[2] માત્રમાં કરિયું રે, નવે સદન[3] નવનિધિ[4] ભરાય !
કોઇ ચકિત થાય, નૂતન[5] દેખીને રે, તેને જોગમાયા સા'ય. ૪

સપ્ત ઋષિ બ્રહ્મા ઇંદ્ર ભૂલ્યા રે, ચંદ્ર રૂદ્ર ને શિવ મા'રાજ;
તો કોણ ગજુ માનુષી દેહનું રે, બધા વિસર્યા પો'તાંના કાજ. ૫

ઢોળી કાછિયા માછિયા જે હતા રે, તે તો થયા નાગર વર્ણ;
અશર્ણ શર્ણની માયા મોટી રે, થયા નીચના ઉંચ નાગર ધર્ણ[6] ૬

ત્યાં નાગરવાડો સુંદર થઇ રહ્યો રે, ચિત્ર વિચિત્ર મીનાકારી કામ;
નીચા ઉંચાં સદન શોભતા રે, તેમાં સહુથી ઉંચુ મેહેતા કેરૂં ધામ. ૭

(વળી)બીજાં સપ્ત સદન તેની હારમાં રે, તેનાં કહી બતાવું નામ;
અનિરૂદ્ધ ઓખા પાંડવ દ્રૌપદી રે, મકરધ્વજ[7] રતિ લક્ષ્મી ને શ્યામ. ૮

એ આઠેના આવાસ જુજવા રે, વળી બીજી શત શાતાકાર[8] નાર;
તેમાં લક્ષ્મી આદે અષ્ટ પટરાણીઓ જે, તેમના સદનની સરખી હાર. ૯

આમાં મુખ્ય નાયકનાયિકા કહી જે,વળી સાત્યકિ[9] ઓધવ[10] જેવા હરિદાસ;
એ નાગર થયા નારાયણ મરજીએ રે,પ્રભુ આવ્યા પો'તાની પૂરવા આશ. ૧૦

---

૧ જગત રચવાની ભગવાનની શક્તિ અથવા દુર્ગા ૨ આંખના પલકારામાં ૩ ઘર ૪ કુબેરના નવ ભાતના ભંડાર ૫ નવું ૬ ધરતી-પૃથ્વી ઉપર ૭ કામદેવ-પ્રદ્યુમ્ન(કૃષ્ણના પુત્ર) ૮ કૃષ્ણની ૧૦૮ સ્ત્રીઓ તેમા આઠ પટરાણીઓ ૯ સાત્યકી-એક યાદવ સેનાનો અધિપતિ-અર્જુનનો મિત્ર ૧૦ ઉદ્ધવ-કૃષ્ણનો વહાલો મિત્ર

ત્યાં એક બે સહસ સંહચરી[1] રે, ઉભી મેહેતી પાસે જોડી હાથ;
કહે માજી આજ્ઞા શી કરો રે, હમણાં ત્રુઠ્યા જાણો દીનોનાથ. ૧૧

દેવાંગના જેવી દાસી નિર્ખીને રે,(મે'તી) મંદિરમાં જઇ આસન ખોળે તેને કાજ!
સાડડી કે વસન[2] જડે નહીં રે, જ્યાં ત્યાં જુવે લક્ષ્મીબાઇનું રાજ. ૧૨

મેહેતી મનમાં સોચે ઘણું રે, અરે આ શું થયું ત્રિલોવન પાળ;
કુંવરી કુંવર વેરાગી ક્યાં ગયાં રે, નથી નાથ માટે નાથ હ્યો સંભાળ. ૧૩

રામા રાણી જેવી સર્વ મળી રે, તે કરવા આવે ઉલટું મારૂં કામ;
આ સ્વપ્નું કે ભ્રમ નિશ્ચે હશે રે, અરે પણ ક્યાં ગયું મારૂં જીર્ણ ધામ. ૧૪

એમ વિચારે એવે દાસીએ રે, નવીન વસ્ત્ર કરાવવા માંડ્યાં પરિધાન[3];
એવે સુખપાલમાં બેસાડીને રે, કુંવર કુંવરી સેવક લાવ્યા દેતા માન. ૧૫

કુંવર જઇ માત ચરણે નમ્યો રે, કુંવરબાઇ ઉભી જોડી જુગ્મ[4] હાથ;
સંતાને સંશય સર્વ ભાગીઓ રે, માજી ત્રુઠ્યા ચૌદ લોકનો નાથ. ૧૬

સંશય ટળે શાતા થઇ રે, નૂતન વસ્ત્ર કર્યાં પરિધાન;
ઉષ્ણોદકે અંઘોળ કરાવતી રે, અગરૂ ચંદન મર્દી દેતી દાસી માન. ૧૭

એમ ઘણોક કાળ નિર્ગમન થયો રે, મેહેતીને સાંભર્યા પોતાના સ્વામ;
મેં અભાગણીએ શીદ મોકલ્યા રે, અવિશ્વાસણીએ જાણ્યું ન થાશે કામ. ૧૮

મારગે મહાદુઃખ પામશે રે, દોરી તુંબડી લીધી નથી સાથ;
લાવ્ય ઝરૂખે જઇ નિર્ખીએ રે, કંઇ આવતા દીસે છે નાથ. ૧૯

ઝરૂખે ઝાંખી જોતાં જુવતીને રે, દૃષ્ટે આવ્યા નવ નવા આવાસ;
અરે ઝુંપડીઓ સર્વ ક્યાં ગઇ રે, આ નાગરવાડો ક્યાં અમારી પાસ. ૨૦

હું બારીએ બેસું નિહાળવા રે, નહીં તો ભૂલા પડશે ભરતાર;
પર્ણકુટી ઘણું ખોળશે રે, પણ ક્યાંથી જડશે તે ઘરબાર. ૨૧

એમ વિચારી બીતાં બીતાં આજ્ઞા કરી રે, દાસને કે' જાવ ઉભા રહો બા'ર;
મારા નાથ સંત વેષે આવશે રે, તે આવ્યે મને બોલાવો નિરધાર. ૨૨

---

૧ દાસીઓ. ૨ વસ્ત્ર, આચ્છાદન. ૩ વસ્ત્ર પહેરાવવા. ૪ બન્ને.

હાંજી હાંજી કહી તે ગયા રે, એક બે ત્રણ ને વળી ચાર;
હવે મેહેતા ભજન કરી પરવારિયા રે, ત્યારે મૂક્યું અંત્યજ કેરૂં દ્વાર. ૨૩

ઘેર જાવા પગ ઉપડે નહીં રે, તેમ ન દ્વારામતિ ભણી જવાય;
ઘરૂણીને ઉત્તર દેવો ખોળીને રે, ઘર ભણી મેહેતો પાછા જાય. ૨૪

આખું ગામ ભટક્યા પણ જડી નહીં રે, પર્ણકુટી કે પોતાની નાર;
જે સ્થાનકે રહેતા હતા રે, ત્યાં તો દેખે ઘણું ઝાકઝમાળ. ૨૫

દૂરથી દેખી પાછા વળે રે, પણ વળી આવે ત્યાંના ત્યાંય;
એમ રાત્રી ભમતાં ગઇ રે, પ્રભાતે પ્રકટ્યા પ્રભાકર[1] રાય. ૨૬

### વલણ.

પ્રભાકર ત્યા પ્રકટીઆ, મેહેતો બહુ વિસ્મે થાય રે;
જન પ્રેમાનંદ વરણુવે, હવે મેહેતા તણો મહિમાય રે. ૨૭

### કડવું ૨૭ મું. રાગ સામેરી.

આખી રાત્રી આથડાતા મે'તા, ઉજાગરે આંખો બળતી રે;
ફરી ફરી ત્યાના ત્યાં આવે, વૈભવ જોઇ જવાની વૃત્તિ ખળતી રે. ૧

જેહ કદી સ્વપ્ને નવ દીઠું, તે પર્ણકુટી જઈને આવ્યું રે;
વિવિધ રચના નિહાળે ખરા પણ, પરિવાર પર્ણકુટી ગયે ન ભાવ્યું રે. ૨

ભવ્ય ભવન ભક્તરાજે દીઠા, શોભીતા સપ્ત માળ રે;
શું સ્પર્શ કરશે ગગનને, કનક કળશ ઝાકઝમાળ રે. ૩

છજાં ઝરૂખાં ને રાવટી, અગાશી અટારી જાળી રે;
વિચિત્ર ચંદરવા ચોક માંહે, (મે'તા કે') અહીં રહે કો ભાગ્યશાળી રે. ૪

પગથાલ માહે સામ સામા, પાટ બેસણુ ઢાળી રે;
બારસાખ થાભલા કઠેરા, તરીઆ તોરણુ પરવાળી[2] રે. ૫

છે મીનાકારી કામ ભારે, કનકમય ઝુંપડી ઠામ ધામ રે;
(મે'તા) વિચારે આ રચના કોણે કીધી, વિશ્વકર્મા[3] જેવાં અહીં કામ રે. ૬

---

૧ સૂરજ. ૨ પરવાળાના ૩ દેવોના શિલ્પી–પરમેશ્વર.

વસન વાહન ભાજન[1] ભોજન, ભૂષણ ભવ્ય ભંડાર રે;
ચમરીનાં ચામર છત્ર બિરાજે; વર્ણવતાં હારે વૈખરી[2] નાર રે. ૭

સ્ફટિક[3] મણિયે ચોક જડ્યા છે, અમરાવતી[4] વૈકુંઠ[5] હારે ત્યાંય રે;
માંહિ દાસ દાસી આવે જાવે, જાણે ઘન[6]સમે ચપળા[7]આઘી પાછી થાય રે. ૮

વિશ્વકર્મા ઈંદ્ર બ્રહ્મા, ભૂલે ભુવનનો જોઇ ભાન રે;
માણુક મુક્તા રત્ન હીરા, ઝવેર ઝાક ઝમાળ જડાવ રે. ૯

લોટી લોટા ઘડા ગાગર, તે સર્વ સુવર્ણનાં પાત્ર રે;
એ વૈભવ આગળ કોને મૂકીએ, કુબેર ધનાઢ્ય ત્યાં કોણ માત્ર રે. ૧૦

દીસે શૈયા સુખડ કાષ્ટની, ચરચ્યું ચો દિશ મૃગમદ[8] વાટી રે;
હંસ પીંછના તળાઈ તકીઆ, પચરંગી હીરની પાટી રે. ૧૧

શત સહસ સહચરી કરે સેવા, ઉંચે ઝરૂખે બેઠી એક નાર રે;
મેહેતો બી'તા બી'તા નિહાળે, કયાંથી કુંવરબાઇ ગમ કુમાર રે. ૧૨

એવે એક દાસીએ નિરખ્યા, તેણે જોયા ગાંડી ચીટ રે;
(મે'તા)પૂછવું નિશ્ચે કરી ત્યાં આવ્યા'તા, ભય જુક્ત હ્રદે કરી ધીટ રે. ૧૩

પણ જ્યારે દાસી નિહાળી રહી, ત્યારે નાઠા મે'તા ઉભી શેરી રે;
પણ વળી પાછા ઉભા રહ્યા, તર્ક વિતર્કે રાખ્યા ઘેરી રે. ૧૪

વળી વિચાર કરી વળીઆ, (નવીન) નાગરવાડો અવલોકે ચિત્તધરી રે;
મે'તા ઇચ્છા આણી સર્વ જોતા, તે સદન પાછળ ફેરા ફરી રે. ૧૫

પછે સંત પડ્યા સાંસામાં[9], વિચાર કરે વેગળા જઈ રે;
આ અવાસ અહીં કોણે કીધા, પર્ણકુટી મારી કયાંહાં ગઇ રે. ૧૬

મયદાનવ[10] વિશ્વકર્મા કૃતિ દીસે, પુરૂષ પામર શું કરે રે;
નારી વૈરાગી પુત્ર પુત્રી કહીં, મે'તા વામ દક્ષિણ ફેરા ફરે રે. ૧૭

---

૧ વાસણ. ૨ વાણીનો એક પ્રકાર, જેનો કંઠાદિ સ્થાનેથી ઉચ્ચાર થાય છે. ૩ હીરા જેવો સફેદ ચળકતો પથ્થર. ૪ દેવનું નગર–ઈંદ્રપુરી. ૫ વિષ્ણુનું ધામ. ૬ વરસાદ. ૭ વીજળી. ૮ કસ્તુરી. ૯ સંશયમાં. ૧૦ મયાસુર દૈત્ય.

આહીં કીર્ત્ત[1] બોલે ઈભ[2] ડોલે, હયશાળામાં હિંસારવ ' હય કરે રે;
દાસી કનક કળશ શીરપર ધરી, આગમન કરતી પાણી ભરે રે. ૧૮

કંઇ દુંદભિ વાજે મૃદંગ ગાજે, શો સમાજ નાગર કેરો રે;
ઢોલ ઢમકે ઘુઘરી ઘમકે, ગાન સુણે થકે ટળે ફેરો રે. ૧૯

આ ધાગ જોઇ ધીમંતનાં,[3] મે'તો મનમાં દુઃખ ધરે રે;
પર્ણકુટીની ચિંતા ચિત્ત નહીં, ખટકો સંભારી આંખે નીર ભરે રે. ૨૦

તુળસીમાળા ગૌશાળા ગઇ, મારી સેવા બેઠકની ગઇ સાહટી રે;
ગોપીચંદન રમણુ રેતી છાપાં, સખીઓ ક્યાં ગઇ બાપડી રે. ૨૧

મેં જાચવા જઇ જનપતિ દુભ્યો, પડ્યો પ્રાણુ કર્માધીન રે;
કુટુંબ વિટંબની વેદના પ્રકટી, હે દેવા ઉગારો દીન રે. ૨૨

એમ સંકલ્પ વિકલ્પ માંડ્યા, વળી આવાગમન હીંડોળે ચઢ્યા રે;
માણુક મેહેતી વાટ જોતાં, સ્વકંથ મીટે[4] ત્યાં પડ્યા રે. ૨૩

જોઇ મે'તી ઉઠ્યાં કે દાસી ઉઠી, સતી જતી પતિને તેડવા રે;
મહામતિ અતિ ત્વરિત ગતિયે, ગઇ દુઃખ અઘઓઘ ફેડવા રે. ૨૪

ભોળી ભામિની ગજ ગામિની, અભિલાષ મનમાં ધારતી રે;
અયુત[5] દાસી આસપાસે, મેહેતે જાણ્યું આવી ભારતી[6] રે. ૨૫

એવે સહચરી સર્વ વીંટી વળી, મે'તી લાગે મે'હેતાને પાય રે;
અર્ચન કરી ચાડવાને જાયે, ત્યાં મેહેતો નાઠા જાય રે ! ૨૬

થર થર ધ્રુજે ને કંઠ નવ સુઝે, પડ્યો તંબુરો ને ટોપી રે !
'સહકંપ' બોલ્યા મે'તો મુખે, શું મંડળિક મરજાદા લોપી રે. ૨૭

આ જુનાગઢમાં આણુ વરતે, મંડળિકની મહોટી રે;
ઓઆરાજમાં જોર ઓગ્નોનું, મૂકો શીદ કરો ખોટી રે ! ૨૮

આ ગરબડ સુણી ધાઇ આવ્યા, નવીન નવ દશ નાગર રે;
પાગે પીતાંબર ભરાતું ઝાલી, ત્યાં આવ્યા નટવર નાગર[7] રે. ૨૯

---

૧ કીર્ત-કીર્ત્તિ-ગુણીજન કીર્ત્તિ કરી રહ્યા હતા. ૨ હાથી. ૩ બુદ્ધિવાન-પતિનાં. ૪ નજરે. ૫ દશ હજાર ૬ સરસ્વતી. ૭ કૃષ્ણ.

નાગર દેખી નરસંઇ સમજ્યો, પકડી કમ્રો મારી થેકડી રે,
હું એકલાને દુઃખ દે નાગર, ગઇ પરિવારની બેલડી રે. ૩૦

નટવર નાગર હસી બોલ્યા, કેમ મત આહીં આવ્યો રે;
નરસંઇયો હસ્ત જોડી કહે, (હુંને) દુઃખ દીધે ન હરિને ભાવે રે. ૩૧

નારી કહે નાથ શે ભૂલો, હું સ્રી આ પુત્ર પુત્રી એ નાથ[1] રે;
શામળશાના વિવા' અર્થે, આવ્યા મિત્ર કુટુંબ તેડી સાથ રે. ૩૨

નાથને નિર્ખી નરસંઇ ફ્રોડચો, ચર્ણ મુસ્તક મૂકી નમિયો રે;
હું માઇ[2] ફાંકલો માયામાં ભૂલ્યો, બે દિવસ ફોકટ ભમિયો રે. ૩૩

આ સર્વ દુઃખ મારે માટે, તુજ વિના કોણ ખમશે રે;
નાગર કેરૂં રૂપ ધર્યું રે, તરશે જે તને નમશે રે. ૩૪

વલણ.

નમશે તને તરશે ભવસિંધુ, દીન બધુ સમયે આવિયા રે;
લળી લળી પાગે મે'તા લાગે, આગે ઘણાં દુઃખ મમ ટાળિયાં રે. ૩૫

## કડવું ૨૮ મું. રાગ મારૂ.

મોહને હાથ મે'તાનો ઝાલ્યો, ફેરો જનમ જનમનો ટાળ્યો;
ભક્તને લઇ ગયા ભવનમા, (હરિ) કે' ગુસ રૂપ[3] મમ રાખો મનમા ૧

ખળ નાગરના છળ અમો ફેડું, સુગા કીર્ત્તન કરો સમયે તેડુ;
પુત્ર પુત્રી પત્નીને તમે કે'જો, નામ ન કે'શો જોઇએ તે લેજો ૨

નરસઇ નમન કરીને બો'યા, કેઇ પુણ્ય રેખાએ તોલ તોલ્યા,
હરિ ગરજી નહીં માટે સુગા રહું, ગળ્યો લાગે ગોળ ખૂણે ખઉં. ૩

ફરી ફરી પૂછુ કોણુ કર્મ થયાં ઉદે, દીઠો નાગર જેવા તમે ભૂદે[4],
એમ ગોષ્ટ કરે ગોવિંદને મે'તા, (એને) નાગર આવ્યા ફરવા જઇએ કે'તા. ૪

મે'તે ભક્તિ વડે ઓળખિયા, પાગે લાગી વાશફરતી મળિયા,
શકને પૂછ્યાં ભગવનનાં નામ, ગાડિવ[5] ગદા[6]ધારી શાં કરશે કામ. ૫

---

૧ કૃષ્ણ ૨ મુડદાલ—દમ વગરનો ૩ મારૂ રૂપ છાનુ રાખજો ૪ ભૂદેવ—બ્રાહ્મણ—ભૂમિના દેવ. ૫ અર્જુન ૬ ભીમ

રતિપતિ[1] ધર્મ નકુલ સહદેવ, ઉદ્ધવ અક્રુર[2] સાત્યકિની કરિયે સેવ;
શું નાગરનો નાશ કરવા સૌ આવ્યા, એવું કામ કરશો તો ન જાઓ ભાવ્યા. ૬

પ્રભુ વે'લા થઇ કો' કરશો શું શું કામ, અનુક્રમે કૃત્રિમનાં[3] કો'ની નામ;
હરિ હસી કે' ઉદ્ધવ કે'શે, મહદ્ ભાગ્યે વિવા' લાવો લેશે. ૭

ઉદ્ધવ કે' જુઓ ગણાવું નામ, પછે તમે જો જો સર્વ ધામ;
નટવર[4] નાગર હરિયે ધર્યું નામ, પ્રમુખતાનુ પ્રભુ કરશે કામ. ૮

રતિપતિનું રતિલાલ નામ, વિવા' માહે વાપરશે ઉદ્દામ[5];
ધનંજયનું કાન્તિલાલ નામ, સર્વની સરભગ કરે ધરી હામ. ૯

ધર્મરાયનું સારાભાઈ નામ, સલા' પૂછશે પોતે ઘનશ્યામ;
વૃકોદરનુ[6] વેણીલાલ નામ, મૂકાવશે દુષ્ટ નાગરની મામ. ૧૦

સહદેવનું દિનમણિ નામ, વરઘોડાની કરશે ધુમધામ;
નકુલનું નટવરલાલ નામ, સભાળ લેશે સર્વની ગામે ગામ ૧૧

સાત્યકિનુ કનઈયાલાલ નામ, સેવા ચાકરી કરશે આઠે જામ;
ઉદ્ધવનું ત્રિકમરાય નામ, વાપરશે ખોળે હાથે દ્રામ. ૧૨

અક્રુરનું મણિરાય નામ, લેખું રાખશે ગણી રામે રામ;
લક્ષ્મી શિવલક્ષ્મી નામે પામે માન, ઉછ'કરા નાગરીના ધરશે કાન ૧૩

રતિ રૂપકુંવર નામે પામે માન, મૂકાવશે રૂપ તણુ અભિમાન;
કૃષ્ણા કૃષ્ણા કુમારી નામે પામે માન, જોઇ નાગરી ખોશે શુદ્ધ સાન ૧૪

કામ નામ ઠામ બતાવ્યા મેં તો, કૃત કૃત કર્યો કે'તો મે'તો,
મે'તા કે' ફાવે તેમ કરીએ, અમો સંત ભેગા જઇ તણુગે ધરીશ ! ૧૫

કીરતાર કહે કરો કીરતન, સતરો કરી સાથ લીધો મે'તા તંન;
ગયા નગરમાં નારાયણુ ફરવા, પુરવાસીનુ સમાધાન કરવા. ૧૬

---

૧ પ્રદ્યુમ્ન ૨ એક યાદવ ૩ ખોટા નામ ૪ કૃષ્ણે નટવર નાગર એવુ નામ ધારણ કર્યું છે ને તે પ્રમુખપણે કામ કરશે ૫ દામ–ધનને અર્થે–ઘણુ ધન વાવરશે, સંસ્કૃતમા તેનો અર્થ સ્વતંત્ર, ગભીર, વરણુ એવો થાય છે ૬ ભીમ

અષ્ટ વસુ[1] વાસવ[2] વીણાધર[3], સમ : રૂપિ મૂરતાં બ્રહ્મા શંકર;
તો કોણ બિચારાં નાગર નર્મવાસી, પેંલાં સ્થળ વિસર્યાં મેરજી અવિનાશી. ૧૭

(સર્વે) નવો નાગરવાડો જોવા આવે, જે જોઈ જાય તેને ભક્તો ભાવે;
એવે સાંજ સમે ફરવા નીસરિયા, નેવાં નાગર જોતાં કામ વિસરિયા. ૧૮

સારાં વસ્ત્ર રૂપનું મૂક્યું ગાન, નવા જોઈ જૂના ભૂલ્યા ભાન;
નાગર માંહો માંહે પૂછે, સર્વે ભેગા થયા કારણ શું છે. ૧૯

કેટલા જઈ નમન કરીને બોલ્યા, ક્યાં રે'શું, કો' પૂછે ભાઈ ઓળ્યાં;
કો વડનગર કો કે' ભાવનપુર[4], કો કે' રહીએ દ્વારકાં વસ્તી જ્યાં દૂર. ૨૦

એમ કે'તા કે'તા આગળ ચાલે, ટોળે ટોળાં મળી નાગર મ્હાલે;
નાગરી માંહો માંહે કરે વિચાર, બહુ રત્ના વસુંધરા[5] નિરધાર. ૨૧

કે' નાગરમાં નાતરાંનો નહિ ચાલ, તેથી યવન[6] લઈ નીકળી જાયે હાલ !
તે યવન શું આ નાગરથી સારા, નાના ગામના આગળ નકારા. ૨૨

એમ નાગરી હસી કરે વાતો, અંગુલિ કરી કે' રૂપે મને આ તો;
એવે એક યુવતીએ ચાળુ સારો કર્યો, વળી એક જોશીને બોલ ઉચર્યો. ૨૩

સા'રાજ મારો સ્વામી ક્યારે આવશે, (વળી) મારી શ્વશ્રૂ[7] અંધ ક્યારે દેખશે;
એમ કહી બારી ઉપર વેણી છોડી; વળી કેસર દિશામાં થોડું દોડી. ૨૪

આચરણ સાત્ત્વિકિયે ભાળી (હળવે) રતિનાથને કે' બોલાવે બાળી;
પ્રદ્યુમ્ને સાત્યકિને સંભળાવ્યો, સ્મિત હાસ કરી કર દર્શાવ્યો. ૨૫

કે'વતમાં કે' મારી તો નાગરી, જુઓ જન જગતના બુદ્ધિસાગરી;
એમ ચેષ્ટા જોતા ચતુર્ભુજ આવ્યા, સાંભળીના માતુલે[8] સાંભળ બોલાવ્યા. ૨૬

વેગળા બોલાવી પૂછું આ કોણ, અમે સો નિરખી સર્વે ઓળખ્યું;
એવે નટવરલાલ પાસે આવ્યા; + + + ૨૭

રતિલાલ કે' નરસૈંઈ અમારા શેઠ; એમને આશરે ભરૂં અમે પેટ;
કાંતિલાલ કે' સામળ પરણાવા આવ્યા, ભલા, સશાતમે અમને બોલાવ્યા. ૨૮

---

૧ સૂર્ય, અગ્નિ. ૨ ઇંદ્ર. ૩ નારદ. ૪ ભાવનગર. ૫ પૃથ્વી બહુ રત્નવાળી છે.
૬ મુસલમાન વગેરે મ્લેચ્છ. ૭ સાસુ. ૮ મામા.

(આ)ગોષ્ટ ચાલે ત્યાં ટોળે ટોળાં વળિયાં, નાગર નાગરીનાં જૂથ મળિયાં;
જે તે સનમુખ રે' છે ઝાંખી, ગરજે, ગોવિંદ રૂડું લુંડું રે' સાંખી. ૨૯

સામળનો માતુલ હસ્ત જોડી કે' છે, તમારે શર્ણ્ય આગળ તો રે' છે;
હરિ કે' તમારી સા'યે લાગો વરશે,(તમે)દ્રવ્ય આપશો ત્યારે અર્થ સરશે. ૩૦

તે કહે આપે વિશ્વાધાર, તમ જેવા કાકાનો એને આધાર;
માંહો માંહે બોલી ત્યાંથી ચાલ્યા, એવે રાજમે'લ સર્વે ભાળ્યા. ૩૧

મંડળિકને કા'વી મોકલિયું, રાજા આવ્યા પછે પગલું ભરિયું;
જેની રજાએ બ્રહ્માએ વિશ્વ સરજ્યું, તેણે પ્રભુત્વ મે'તા માટ તજિયું. ૩૨

દીઠી નૃપે નાગરની પ્રભા, પોતે ઉઠયો કે ઉઠી સર્વ સભા;
આપી આસન દીધું સનમાન, રાયે આપ્યાં હસ્તો હસ્ત ાન. ૩૩

કર જોડી કે' આજ્ઞા દીજીએ. આ રાજ્ય જોયે તો લીજીએ;
કેમ આગમન આપનું થયું, મમ સરખુ કંઇ કામ જોયે કહું. ૩૪

કનઈયાલાલ કે' ન ભારે કામ, વિવા' અર્થે આવ્યા મે'તા ધામ;
તમે જાને આવજો, આવ્યા કે'વા, વળી કંઇ જોઇએ તે આવ્યા લેવા. ૩૫

એક સહસ રથ તો આપો, પંચ સહસ્ર હય આપી ભીડ કાપો;
પાયદળ પચાશ કોટિ જોઇએ, નગ્રમાં રહેવું ન જોઇએ કોઈએ ૩૬

ત્રયશત જોઇએ અમારે ઇભ[1], કેમ આ સુણી અટકી તારી જીભ;
રાય કે' જીહ્વા અટકે તો કાપી નાખું, પણ જે હશે તે હાજર કરી રાખું. ૩૭

કબુલ કરાવી ત્યાંથી ઉઠયા, નૃપ કે' તમ દર્શને ત્રિકમ ત્રુઠયા;
આવ્યા નવા નાગર નાગરવાડે, રાયે સેન ભેગુ કરવા માંડયું ભાડે[2]. ૩૮

ચાલી ચોટે ચકલે એ તો વાત, ધન્ય આવા સ્નેહી તેનાં માત તાત;
ભાઈ નરસઇયો રંકનો થયો રાજા, શકે મૂકી સમુદ્રે માઝા. ૩૯

વલણ.

માઝા મૂકી સમુદ્ર ખસે જેમ, તેમ થયું નરસંઇ રાંકને રે;
વઢ નાગર પણુ પાણુ જોડે, મોટે સઘળા વાંકને રે. ૪૦

---

૧ હાથી ૨ પોતાનું ઓછુ પડયું માટે ભાડેથી પણ ભેગુ કરવા માંડ્યુ.

# કડવું ૨૯ મું રાગ ધનાશ્રી.

હવે મદન સાળો જુનાગઢ આવ્યોજી, જેણે વિત્રા' ફોક કરવો નિશ્ચે કા'વ્યોજી,
આવી પૂછ્યુ નરસઈ કેરૂ ધામ જી, ધાર્યું, ધાર્યું સિદ્ધ કરીશ હું કામ જી ૧

ઢાળ.

હું કામ સિદ્ધ કરીશ નિશ્ચે, એવું મનમાં ધારિયું;
ઈજત આબરૂ એની લઉં, હવે પુણ્ય તો પરવારિયું. ૨

ભાગોળે જઇને પૂછિયું, ભાઈ નરસઇ મે'તો કયા રહે;
જેને ખાવા મળતું નથી, વળી દુઃખ અવનિ પર સહે. ૩

લોક કહે અવિલોકીએ, સરવથી ઉંચુ ધામ.
મંડળિક સરખા અજ કરે, નરસઇના ઘરનું કામ. ૪

બતાવેલે સ્થળે તે ગયો, જોયો ભવનનો ભાવ;
પ્રત્યેક મંદિરે બાગ સુંદર, જોતો મન કરી દઠાવ. ૫

વૃક્ષ વેલી વિધ વિધ ફૂલી, ફળી અષ્ટદશ ભાર;
સુંદર ફળ ફૂલ બહુ રંગી, મધુકર[1] કરે ગુંજાર. ૬

રૂચિત શબ્દ સારિકા[2], બોલે ડોલે[3] લતા વાયુ વેલ;
પોપટ પખી હરિજશ ભણતા, ટૌકાર કરે મયૂર ને ઢેલ. ૭

શ્રીફળી ફોફળી કુરંગી[4],લવીંગી, સાદડીઆ સીસમ સાગ;
અગર[5], તગર[6], મલિયાગર નગરમા,ચદને ચઢીઆ નાગ. ૮

આબા આંબલી કેળ કદમ, કોઠીએ કોઠાં ગોળ;
પલાશ પીપળી આસોપાલવ, વટલંઈ[7] હીંચે વાગોલ. ૯

મોગરો માલતી વલસડો[8], કુશ વિરભાણુનાં[9] ભોથા,
ચારોળી ચપક ચપેલી મધ્યે, 'ખટપદ[10] ખાયે ગોથા. ૧૦

---

૧ ભમરા ૨ મેના ૩ વેલ (સ બાગ) મા વાયુથી લતાઓ હાલી રહી છે અથવા વેળ-વેહેળ-પ્રવાહ વાયુના પ્રવાહથી લતાઓ હાલી રહી છે. ૪ એલચીના છોડ ૫ એક જાતનું (અગુરૂ) ચદન ૬ એ નામનું ફુલ ઝાડ (ટગર) ૭ વડવાઈઓએ ૮ વનસડો (?) ૯ વીરણ ૧૦ ભમરો.

જાઇ જુઇ કેતકી કહીએ, ધંગી નારંગી દાડિમ દ્રાખ;
ખજુરીએ ખારેક બેઠી, હેઠી પડે પીળી આંબા સાખ. ૧૧

લીંબુડી કરેણી કમરખી; કેથારી જાંબુ બોર;
તાલ તમાલ શાલને[2] ભાળે, રાયણ રાતાં અંકોર. ૧૨

અમરૂખી ગીલી આંબલી; તુલસી વૃંદ અનંત;
નૂતન અંકુર કેસુડે આવ્યાં, જાણે સામટા વિશ્યા ઋત વસંત. ૧૩

કપોત[3] કોકિલા[4] સુડા[5] સારસ ચક્રવાક[6] હંસ ને મોર;
મધુકર ને[7] ટીટોડી બોલે, ડોલે ચાતક[8] ચાશ[9] ચકોર. ૧૪

શશક[10] શિયાળ વરૂ વણિયર, વ્યાઘ્ર સિંહ ને વ્યાળ;
કૂર પ્રાણી પંજરમાં ધરિયાં, દીસતાં વિકરાળ. ૧૫

સુખમાં સરખું હીંડ હરણાં, ઝટપટ દેતાં ફાળ;
અંગે ઉગટ[11] રહિત ઘુંઘટ[12], દીઠી નાગરી રસાળ. ૧૬

જોઈ ભ્રમીત તે મનમાં થયો; શું આ મેતાનાં ધામ;
આ ભવન કોઈ રાજા તણાં, દીસે ચિત્ર વિચિત્ર કામ. ૧૭

મુને વ્યર્થ મોકલ્યો માર ખાવા, લઈ મહેતાનું નામ;
કપટીલાલ કહે કપટ કીધું, આ સર્વ નાગરી[13] કામ. ૧૮

એમ વિચારી પાછો વળ્યો, અંજાઈ ગયો તે મૂઢ;
એવે વિશ્વંભરે જઈ બતાવ્યું, મેહેતા મંદિર પ્રૌઢ. ૧૯

મેહેતાને ત્યાં ખબર થઈ, તે આવીને મળિયા;
સેવકે બતાવ્યા મેહેતા, કપટીલાલે કળિયા. ૨૦

અન્યો અન્યે મળ્યા બે જણ, પૂછ્યું કુશળી ક્ષેમ;
એવે સિંહાસન એક આણી મેલ્યું; જેમાં નરહગ હેમ. ૨૧

---

૧ ધંગી ( ? ) ૨ એક જાતનું ઝાડ. ૩ હોલો. ૪ કોયલ. ૫ પોપટ. ૬ સરોવરે રહેનાર એક પક્ષી. ૭ ભમરો. ૮ બપૈયો. ૯ એક જાતનું પક્ષી ( ચાર ). ૧૦ સસલો. ૧૧ ગૌર વર્ણ. ૧૨ ઘુંઘટો—લાજ ન તાણનાર. ૧૩ છળભેદવાળું.

મેહેતા કહે ભિરાજીઓ, પણ કપટીબોલ આઘા ખસે;
પૂછું નરસંઇ મેહેતો ક્યાં રહે, મેહેતા જોયે મને સુખ થશે. ૨૨

અમો ગરીબને શું હેમ આસન, શાસન[1] હોય તે કીજે;
મારાજ મેહેતા મેળવો મુજને, તો તુજને કાંઇક દીજે. ૨૩

સેવક શાણો હસી બોલ્યો, એ મેહેતા મદન વેવાઇ;
સામળદાસ કેરા પિતા, મેહેતા મોહનના[2] ભાઇ. ૨૪

નિશાનીએ નાગરે જાણ્યા, ફરી સાચા ગણ્યા;
એવે નર નારાયણ ત્યાં આવ્યા, નીચના ભાગ્ય ભળ્યાં. ૨૫

મળી ભેઠી સરવે બેઠા, કરી માહો માહે વાતો;
કપટ ખંપટ ભૂલી ગયા, ધાર્યું સાક્ષાત પ્રભુ ઓ તો. ૨૬

વલણ.

આ તો પ્રભુ સાક્ષાત પોતે, કમળી વિધિયે[3] બળી[4] રે;
વર જોઇ નિશ્ચે થયો, ભલી જુગતે જોડી મળી રે. ૨૭

કડવું ૩૦ મું. રાગ ગોડી.

સ્નાન ધ્યાન ભોજન પરવાર્યા રે, પછે મણિમય હીંડોળે બેસાર્યા રે,
સેવકે સૌને સામળ બોલાવ્યા રે, તે તો સમજીને ઝટપટ આવ્યા રે. ૧

તેણે કાગળ કરમાં આપ્યો રે, કહ્યું રખે લખેલું ઉથાપો રે;
વારુ કહી કાગળ લીધો રે, પછે પ્રયાણ[5] ગૃહ[6] સ્થળે કીધો રે. ૨

અક્ષર જોઇ આનંદ વાધ્યો રે, જાણ્યું અર્થ મારો સાધ્યો રે;
પછે વાંચતા મન વીંધ્યું રે, હરિયે રત્ન આણી મને દીધું રે. ૩

સ્વસ્તિશ્રી જુનાગઢ ગામ રે, છે જ્યાં ભક્તરાજનાં ધામ રે;
જેની રક્ષા કરે છે દયાળ રે, તેને શું કરી શકે કાળ રે. ૪

દક્ષ દીક્ષિતે વર્ણન કીધું રે, મારું ચિત્ત ચોરીને લીધું રે;
મારી માતા થઇ માંહી આડી રે, મુને ખરી અગ્નિમાં બેસાડી રે. ૫

---

૧ હુકમ, સલાહ, બોધ ૨ કૃષ્ણ ૩ ભાગ્યે ૪ બળવાન ૫ જવું ૬ ગ્રામ સ્ટેશન.

મુને ખરે બપોરે કાઢી રે, હું તો કહું છું શાની એ માડી રે;
આ વાંચી મારૂં દુઃખ જોજો રે, કષ્ટ ખોવાય તો હરિ ખોજો રે. ૬

આમો અબળાનું બળ શુંય રે, અવર વર દેખી મરૂં હુંય રે;
નાગર બરછીના છે ધરતા રે, માટે સ્વીકાર કરજો ભરતા રે. ૭

વિનતા વલવલતી વાધે ઘેરી રે, થયાં હેતસ્વી તે તો વેરી રે,
માતુલ પારધી થયો હાલ રે, જેણે નાખી છે મોટી જાળ રે. ૮

સાધુ પિતાને દુઃખ દે કાળ રે, જાળથી કાઢો દીન દયાળ રે;
વડનગર રૂપી વન વેરાન રે, છે[1] ભિલ્લ કપટીલાલ એ રાન રે. ૯

પવન થઇ છે માતા મારી રે. અનળ ધારેલો માનો ભારી રે;
હું બળી મરૂ છું સારિકા જાત રે, વહ્નિ હોલવો થઇ વરસાત રે. ૧૦

વડનગર કો લક્ષણ સાગર જાણુ રે, માંહી કપટીલાલ રૂપી તાણુ રે.
કુટુંબ રૂપી મચ્છ મોટા મોટા રે, જેના ન નિર્ખું અન્ય હું જોટા રે; ૧૧

પર(રૂપી)ગ્રાસ ગ્રસે તેણે ભૂલું ભાન રે, એ જાન રૂપિયું આવશે ઉધાન[2] રે;
બુડુ છું હુ અબળા બાળી રે, વા'ણુ થઇ ખગાય તો રાખો ખાળી રે. ૧૨

વડનગર રોગ કોશ મોટો રે, માંહી સનેપાત મામો ખોટો રે;
તાવ ચીકટાએ થઈ માતા કમળી[3] રે, મહા દુઃખે ભમરી આવે થઇ નમળી રે ૧૩

સ્વામી પવાનો થયો ગુઝારો રે, વૈદ્ય થઇ બચાવ કરો મારો રે;
તમે કેમ'શો અઘટિત લખિયું રે, ભક્ત ભગવંત એક માટે મન વસિયું રે. ૧૪

દયાળુ હો તો દયા લાવજો રે, ઉગારવી ધારો તો તમે આવજો રે;
નીચ નાગરીઓનો ત્રાસ ધારી રે, નારી[4] પૂછી પરીક્ષા કરવા મારી રે. ૧૫

---

૧ અગ્નિ ભારી છે તેને મારી મા વાયુ રૂપ થઇ સળગાવે છે તેથી હું-મેના બળી મરૂં છું. ૨ જાન રૂપી ઉધાન-ભરતી આવશે મતલબ કે જાનમા જે લોકો આવશે તે પણ દુસ્મનજ આવવાના છે એટલે ભરતી રૂપ છે ૩ જેમ તાવ ચીકટાએ કમગાની કમળી (રોગ) થઇ જાય છે, તેમ મારી માતા થઇ મને પીડા દે છે કમળી થાય છે ત્યારે માણસ ઘણું અશક્ત થઇ જાય છે. ૪ મારી પરીક્ષા કરવા નારી લક્ષણ પૂછ્યાં તે જાણ્યું છું.

વલણ.

પરીક્ષા કરવાને મારી, નારી લક્ષણ પૂછિયા રે;
પ્રેમાનંદ પ્રભુની સહાયે, લખિયાં જેવાં રૂચિયાં રે. ૧૬

## કડવું ૩૧ સું. રાગ દેશાખની ચોપાઇ.

હું અલ્પમતિ અજ્ઞાન બાળી, વર્ણન કેમ કરૂં સંશય ટાળી;
જથા મતિ કરૂં વર્ણન, સતી ગતિ અતિ છે ગહન. ૧

નારી કહીએ જેને પતિવ્રતા, માધવ પણ મૂકે તેથી મહતા;
કામ ક્રોધ લોભનો કરે ત્યાગ, ઇર્ષા તજી સ્વામી પર રાખે રાગ[1]. ૨

સતી કરે પતિની સુશ્રુષા[2], સ્વામી તરસ્યો તો વેઠે તૃષા;
અભિમાન મદનો કરે ત્યાજ, ગરીબ નાથ પણ ધારે મા'રાજ. ૩

દૂરથી બોલાવે કે સામું જુવે, વે'લી પાસે આવી દુઃખ ખુવે;
દાનવ માનવ દેવ ગધર્વ, (વળી) જેણે અલંકાર ધર્યા હોય સર્વ. ૪

પણ તેના ઉપર પ્રીતિ ન કરે, એક સ્ત્ર સ્વાગીને ચિત્ત ધરે;
મેલો ઘેલો દરિદ્રી હોય નાથ, સવિતા શશિવત જાણે સાક્ષાત. ૫

સ્નાન ભોજન વિના હોય સ્વામ, પોતે શત વર્ષ ન લે અન્ન નામ;
ભરતા બેસે તો બેસે નારી, પ્રતિ દિવસ રે' પતિથી હારી. ૬

ગામ ધામ ક્ષેત્રથી આવે પતિ, વે'લી ઉઠી ઉભી રે' સામી સતી;
હર્ષિત થાય હરિવદની નિર્ખી, ચપળા લે પતિ ચિત્ત પર્ખી. ૭

ગૃહાદિના સાહિત્ય રાખે સાફ, ઉર્ણનાભ[3] ઉધેઇના કા'ઢે ચાફ;
વખતસર જમાડે રમાડે, ધાન્યાદિમાંથી જીવ જંતુ કાઢે. ૮

તિરસ્કાર પૂર્વક બોલી ન જાણે, કુલટાની[4] સંગતી ઉર ન આણે;
આલસ્યનો કરે પરિત્યાગ, અનુકૂલ વર્તિ લે સારામાં ભાગ. ૯

ગૃહ કે બગીચાને વિષે કોઇ સંગ, એકાંત ભાષણ તજે હાસ્ય પ્રસંગ;
ધામ પાસ કામ લવણ ન ઉભે, સદૈવ સેવા કરે કંથ ન દુભે. ૧૦

---

૧ પ્રીતિ ૨ સુશ્રુષા–સેવા, ચાકરી. ૩ કરોળીઓ ૪ વ્યભિચારી સ્ત્રી.

અતિ હાસ્ય રોષ ક્રોધ ન ઇચ્છે, થોડે ઘણું માની મનમાં રીઝે;
જેની સ્વામી ઇચ્છા નવ કરે, તે શૃંગાર સ્વપ્નમાં નવ ધરે. ૧૧

પતિ જાય પરદેશે જ્યારે, શૃંગાર સુંદરી તજે ત્યારે;
પ્રમાદ[1] યુક્ત તજે સહુ સ્વાદ, વ્રતાદિમાં ન આવવા દે બાધ. ૧૨

ભોજન પદાર્થ પતિ જે તજે, તેને સતિ સ્ત્રી કદી નવ ભજે;
સંપત જોઈ વસ્ત્રાલંકાર માગે, વસ્ત્ર સ્વચ્છ રાખી રહે અનુરાગે. ૧૩

ભિક્ષુને આપે સંપત જેવું દાન, શ્રાદ્ધ સંવત્સરી દે પિતૃમાન;
નિત્ય નમ્રતાથી એકે ચિત્તે કરી, નિયમ પાળે મહુતા મન ધરી. ૧૪

ક્રોધી લોભી વ્યસની હોય મૂઢ, અધર્મી મર્મ ન જાણે ગૂઢ;
મૂર્ખ વ્યભિચારી હોય મહાપાપી, બેરો બોબડો સેવે તથાપિ. ૧૫

લુલો લંગડો કે હોય કાણો, દુરાચહીને ધારે સતી શાણો;
અપંગ કાળો કુબડો હોય સ્વામી, પતિમાં ન કાઢે કદી ખામી. ૧૬

સ્ત્રીને પતિ આશ્રય એ છે ધર્મ, ધારે પતિ દેવ ગતિ છે મર્મ;
તેની આજ્ઞા વિના નવ ખાય, સ્વગઇપર આમની નવ જાય. ૧૭

ઇચ્છા વિણ અલંકાર ન ધરે, સ્વામીને દુઃખે પોતે મરે;
સાસુ નણંદની નિંદા છોડે, શ્વશ્રૂની સેવામાં ચિત્ત જોડે. ૧૮

સાસુ સામું ન બોલે કદા, વાણી રીઝવે પતિ માત સદા;
પતિ આપમત જાણે ખર્ચ, + + + ૧૯

કુટુંબનું લેહું દેવું સહુ જાણે, તેમાં ભૂલ કદી નવ આણે;
ઘર દ્રવ્ય દેવુ ગુપ્ત રાખે, સહુ જાણે પણ પરને ન ભાખે. ૨૦

સ્વામી સેવામાં દિવસ રાત એક, વે'લી ઉઠે સૂવાનો છેલ્લો ટેક;
ઘરમાં હોય દાસ દાસી અનેક, પણ કામ કરે પોતે ધરી વિવેક. ૨૧

પતિ શ્રમ, વાત કરે, ક્રોધ કમ, ખાડ ખણી દાટે તે સ્ત્રી ધન;
સપત્ની પર રાખે બહુ પ્રેમ, પતિ પ્રિય તે પ્રિય નેમ. ૨૨

---

1 પ્રમાદ યુક્ત—આળસપણું લાવે એવા અથવા મદ ચડાવે એવા.

કદી પોતાનો હોય પ્રિય પુત્ર, એકાંતે ઉભી રહે નહીં કુત્ર;
કુલિન પાપ કર્મ રહિત જે નારી, લાગે સંગતિ તેની પ્યારી. ૨૩

ક્રૂર દુષ્ટ કરે અતિ ભોજન, ચોરી કરનાર ચંચળ સ્ત્રી જનઃ–
તેની સંગત સતી નવ કરે, સારી સખી શું ચિત્ત ધરે. ૨૪

શુદ્ધ નારી મહા માયા રૂપ, એનું કોથી વર્ણવાય સ્વરૂપ;
બ્રહ્મા શંકરની જે માતા, વળી ભસ્મ કર્યા જેણે હર વિધાતા. ૨૫

વિષ્ણુએ પણ આજ્ઞા પાળી, તે નારી વર્ણી શકું કેમ ભાળી;
ઉપર વર્ણન કરી જે નારી, નથી નાગરી કદી નવ ભાળી. ૨૬

આથી અવળાં નાગરી લક્ષણ, નાથ નામ ન લે અપલક્ષણ;
એવી ઘર ઘર ને બા'ર બા'ર, માટે નારી પૂછી તમે ભરતાર. ૨૭

હું છું નાગરીની નારી, શુદ્ધ નાગરી છે માત મારી;
હું કેવી છું તે કેમ કહું, તમે જાણશો મેળાપે સહુ. ૨૮

જો આવી હસ્તે નહીં ઝાંટો, દુઃખ મોટું કદી નહીં ખાળોઃ–
તો અમો અબળા શું કરશું, નિરપરાધી નાથ ત્યજો મરશું. ૨૯

આથી નાગરી વટ ન ધારો, હઠીલો સ્વભાવ નથી સારો;
છેલ્લી વિનતિ કરૂં નાથ મારા, મુને ન રૂચે કુલટાના ધારા. ૩૦

વલણ.

ધારા ન રૂચે નાગરીના, ભારા ગર્વના એથી લસા રે;
અકારા લાગે નાગર વર, પ્યારા તમે નિરિએ ગજ્યા રે.

કડવું ૩૨ મું. રાગ મેવાડો.

પત્ર વાંચી ગયા રે, પિતા પાસે પુત્ર જી;
પરમેશ્વરે બનાવિયું રે, કપટીવાલને ઘર સૂત્ર જી. ૧

કપટી કપટ ભૂલી ગયો રે, ન ગમે આવો વેવાઇ જી,
નાગરની રીતે રે, કરી શાગળની સગાઇ

## ઢાળ.

મગાઇ ફરી ધરી દૃઢતા, બાળતા તજી ગૃહે ગયો;
મદન સદન જઇ શોધ્યો, શોભિતો સમાચારજ કહ્યો. ૩

વર્ણન વિધ વિધે કીધું, સિધ્યું કામ કહે મદનને;
મેહેતા ગુણ ભૂપર નવ દીઠું, મીઠું લાગે કદન[1] મદનને.[2] ૪

નગ્રમાં એવું મળે નહીં, કંઈ દ્રવ્ય વાન સદન;
કુબેર ભંડારી પણ ત્યાં હારે, ભારે જે પિતુ[3] મદન. ૫

અદેખા તે અઘટ બોલે, તોલે ન નરસંઈ ટોલ;
નાગર અદેખા ડોળે, ખોળે ન ગોળ કે ખોળ. ૬

શેષ[4] મહેશ[5] સુરેશ[6] ભૂલે, મૂલે[7] રાખ્યા દાસ;
નરેંદ્ર[8] ઉપેંદ્ર[9] શ્રવણે સુણિયા, ગણિયા પુરાણે જોઇ અવકાશ. ૭

(પં.)ખરે ખરા તો મેતા મોટા, ખોટા ખીજા ઠાઠ;
મણિ માણકની ખોટ નહિ, જહીં તહીં કંચન પાટ. ૮

નય[10] પંચ ચતુર્થ પટ જીર્ણા, વળી સહસ્રનો હારે વ્યાળ;
એક જીહ્વાએ કયમ કહું, સહુ વર્ણન રસાળ ! ૯

હીન કર્મી પાવન થયો, ગયો જો મેહેતા ઘેર;
ભાગ્યશાળી કમળી દેવી, તેની રસના કહે નહિ પેર. ૧૦

હવે જાન વહેલી આવશે, માટે કરો તૈયારી;
અતિ ગૃહસ્થ વેવાઇજી, તેને ગૃહ જોઇશું ભારી. ૧૧

અતિશયોક્તિ અતિ સુણી, મદનને ચઢ્યો દાળ;
તન મૂર્ણ જેવું હશે તેવું, થશે ગમતું શ્રી ગોપાળ. ૧૨

ઠઠા ઠોળી કરે ઠાલી, ન ગણું સગો નિરધાર,
કારાગૃહે કપટીલાલ નાખું, રાખું ન તારો ભાર. ૧૩

બચીબાઈ કે બોલ નહિ, કરવા દે તું ગમતું;
ભાગ્યહીણી ને ભાગ્ય લખિયું, તો કયમ રે' દુખ દમતું. ૧૪

કપટીલાલ કે' કપટ નહીં, સુણો મદન મન્ત્રી;
ભગિની[1]ને ભાંડીને કાઢી, જા જા રે પરી વંત્રી! ૧૫

એક શબ્દ જૂઠો નથી, દીઠું તેવું ભાખ્યું;
અદેખા નાગરે તમને, અમને ખોટું દાખ્યું. ૧૬

મોટી જાન અહીં આવશે, પૂજ્યજી[2] સજ થઇયે;
સ્વધર્મના સમ ખાઇ કહું, અસત્ય તો નવ કહિયે. ૧૭

જુઠાને શીર જોડા પડજો, સત્ય અસત્ય મનાય;
ધિક્કાર તેની જનનીને, જેની ખોટી સાખ લખાય. ૧૮

મદન મને નિશ્ચે થયો, જેને શામળિયાની સા'ય,
સાળાને કહે સત્ય માન્યું, જે ગેહેતા મોટા રાય. ૧૯

બચીબાઈને નિશ્ચે થયો, વેવાઇ મળ્યો શ્રીમંત,
અહી દઇ[3] દુશ્મને ભરાવિયું, ભૂલે ન મુનિ મહંત. ૨૦

કપટીલાલ ખોટું કે' નહીં, જેનુ વિરોધ[4] પર મન;
ભાગ્યશાળી કમળી ખરી, ઘર વર મળિયું ધન. ૨૧

સો વસ્ત જોઇ હશે જયારે, ત્યારે કે' એ એક,
ખરો નાગર ભાઇ મારો, ધારો પછે શો વતરેક.[5] ૨૨

જઇ મદનને મળી માનની, કે' શીઘ્રે કરો તૈયારી,
કમળી પરણાવવા ઉમંગ ભારે, તે પૂરી આશા મારી. ૨૩

---

૧ બહેન-બચીબાઇને ગાળો દઇ—ન પરી (વેગળી) વની-કહીને ત્યાંથી કાઢી ૨ પૂજવાયોગ્ય-બનેવી માટે ૩ દુશ્મન સાથે આવનાર દાઇ દુશ્મન ૪ જેનુ મન વિરુદ્ધ હતું તે ખોટું ન કહે. ૫ વ્યતિરેક-ભેદ, અભાવ.

મંત્રી કે' કરૂં તૈયારી, તમે રહો સચેત;
રાગી[1] અનુરાગી[2] વૈરાગી[3] ત્યાગી,[4] ભેત કરો આવે રામેત! ૨૪

બાચીબાઇ કે' ચિંતા કરી, વસી ફિકર તો મારે;
તમે તમારૂં ત્રેવડો, (હુંમાં) ભૂલ ન આવે કયારે. ૨૫

વાત ચીત કરી વળિયા, કિંકર ગયો કમળી પાસે;
સામળનો સમાચાર કહ્યો, બાઇ ધન્ય વસો એ વાસે. ૨૬

માતુલ તમારાની લગમાં, પ્રત્યુત્તર ન અપાયો;
થોડે દિવસે મળવા કહ્યું, સુણી બાળી જીવ અટવાયો. ૨૭

કાગળ આથી કાળ કાઢતી, તેનો સુણ્યો નકાર;
હે હરિ! વારંવાર માગું, મેળવો એ ભરતાર. ૨૮

સેવક સમાચાર કહી સંચર્યો, બાળી કરે વિચાર;
એવે સમય ભોજનનો થયો આવ્યું તેડું સાર. ૨૯

જમવા કાજે બેઠા સર્વે, ગર્વે બચીબાઇ ભાખે;
મોટને મરો બે ગગળી, (લોક) આશા કંઈ કંઈ રાખે. ૩૦

મંત્રી કહે ચિંતા શી છે, સર્વે કરે સર્વેશ્વર સારૂં;
પણ વિધા' માંહે વિઘ્ન આવે, ત્યારે મન માને નહિ મારૂં. ૩૧

હરિવદની[5] કે' હરિ હરિ ભાખો, રે'શે કૂડાને કૂડું;
આપ ભલા તો જગ ભલા, રૂડે રૂડું ભુંડે ભુંડું. ૩૨

મદન કે' અરિ[6] જ્ઞાત સર્વે, વેવાઈ વિષે કંઈ કે'શે;
ચાલશે તે કરશે દુષ્ટો, દુઃખ દેવાય તે દેશે. ૩૩

સર્પિના સજ્જન કંટાળી, ભાળી પુત્રી, કે' પ્રકટ્યું પાપ,[7]
નાગર ગાગર દેખી રીઝે, પણ એથી સારા સાપ. ૩૪

---

૧ આશક. ૨ અત્યંત પ્રીતિવાળુ. ૩ વિરાગી–આસક્ત નહિ તે. ૪ વિષયો છોડેલા છે જેણે તે ૫ ચંદ્રના જેવા મુખવાળી. ૬ શત્રુ. ૭ લોકોમા પુત્રી અવતરી જાણીને બેટા કટાળીને પાપ પ્રકટ્યું એમ કહે છે.

નારી, ઉષ્ણકાળે જેવા લાગે, ચૈતર વૈશાખના તડકા;
એવા મનમાં મોટા લાગે, કુંવારી કન્યાના ભડકા. ૩૫

બચીબાંઇ બોલ્યાં પછે, નિર્મ્યું હશે તે થાશે;
સારંગપાણિ તો સારૂં કરશે, વિઘ્ન તો એળે જાશે. ૩૬

વેવાઇનું કદી ભુંડું ભાખે, 'સ્વર્ગે' ગયેલો બાપ;
પણ કપટીલાલ તણું કદી ખોટું ન માનું આપ. ૩૭

હવે તો રહ્યા દિવસ, ગણ્યા ને વળી ગાંઠ્યા;
રખે ભરમે ભૂલો ભર્તા, જો જો જાઓ ખાંટ્યા.[2] ૩૮

નારી ! વરગૃહ મંડપ, થયાં છે તૈયાર;
માત્ર વડી પાપડે રહી છે, તારી જ વારે વાર. ૩૯

પછે કમળી સામું જોઇને, કે' છે મંત્રી મદન;
જગત વાણી સત્ય છે, કે "કન્યા પરાયું ધન." ૪૦

બેન તમે પરણી કરીને, સાસરિયે તો જશો;
કમળી બાઇ જે અમારાં, પરાયાં તો થશો. ૪૧

વલણ.

પરાયાં થશો બેની મારાં, સસરો છે વૈરાગી રે;
રાણો નહીં લૂલો નહીં, ખરે ખરો એ ત્યાગી રે ! ૪૨

કડવું ૩૩ મું. રાગ રામગ્રી.

મદને સદને રે મંડપ રચ્યો, પરચ્યો માંહે પ્રાણી માત્ર;
ચિત્ર વિચિત્ર રે આળખ્યાં, લખ્યાં[3] મેહેતા શાં પાત્ર. ટેક. ૧

જામાત્ર કુપાત્ર સુપાત્ર[4] જે, તે ચિતર્યા ચોપાસ;
રત્ન મંડપ રૂડા જતનથી, યતનથી યક્ષ[5] જેવા આવાસ. મદને૦ ૨

---

૧ મારો સ્વર્ગે ગયેલો ( પાછો આવીને ) બાપ કદી વેવાઇ ( નરસિંહ ) નું ભુંડું બોલે તોપણ મારા ભાઇ-કપટીલાલનું કહ્યું ખોટું માનું નહિ. ૨ ખાટ્યા-છેતરાયા. ૩ આલેખ્યાં-ચીતર્યાં. ૪ સારા નરસા બન્ને જાતના જમાઇ. ૫ યક્ષ-કુબેર; કુબેર ભંડારીના જેવા.

મણિં કણી કો મોટી મણિ, ઘણી શોભા રે કીધી;
વિધિ નાગરી કીધી અહુ, કહું પામર શું સિદ્ધિ.[1] મદને૦ ૩

ઝવેર પેર પેર શોભતા, ચોભનાં જોવા મન;
બંચ[2] સંચ વાળાં ધર્યાં, ભર્યાં ગીનામાં બહુ ધન. મદને૦ ૪

માણિક વણિકનાં વેચાઇ ગયા, થયા ધનદ[3] શાં સદન;
મદન કદન ભંડાની સભા, પ્રભાએ[4] હારે સહસ્ર[5] વદન. મદને૦ ૫

મોતી જ્યોતી દીસે ઝાલરે, ભાળ રે[6] તે રદ્યા ભીંત;
સ્ફટિક સટિક[7] ગ્રંથ શા દીસે વીશે વસા કામ ખચીત. મદને૦ ૬

નીલમણિ રે શોભે ઘણી, બણી સાહે બહુ ભાત;
હીરા વીરા રે ખરા જડ્યા, ઘડ્યાની કેંવી શી વાત. મદને૦ ૭

સુવર્ણ ઘણુંમાં પૂરિયાં, ઝુરિયાં રે નાગર મન;
ચાંદી માંદી દીસે તેજમા, રેચરાં જેવું અન્ન. મદને૦ ૮

તાંબુ આબુ[8] જેવુ દીસે, હિંગે ન ગ્રાન પાસ ડુગર,
પીતળ પ્રીત[9] પીતળ જશું, વસ્યુ અહીં નહી વર. મદને૦ ૯

કાંસુ ફાંસુ રે બહુ પડ્યું, જડ્યું નહીં વગવા ધામ;
લોહુ ઓહુ[10] ને કુણ ગણે, ભણે કુણ શીશુ તે ઠામ. મદને૦ ૧૦

ઝુમર ઘુમર[11] ફરતે ધર્યા, વર્યા લેખી વર કન્યાય;
તક્તા બક્તાની ગણતી નહિ, જહીં આવવાના જદુરાય મદને૦ ૧૧

હાંડી માડી રે ઠામે ઠામે કામે લાગ્યા બહુ દાસ,
રચના રે રસના કહે નહી, અહી[12] સહસ્ર મુખ વર્ણે ખાસ. મદને૦ ૧૨

---

૧ હું પામર-ગરીબમા શી સિદ્ધિ-સમજ-જ્ઞાન છે ૨ બચ (કપાટ ?) ૩ કુબેર ૪ કાન્તિ ૫ વિષ્ણુ-હજાર મુખનાગા ૬ જેના ભાળ રહે-જે કપાળ ઉપર શોભે તે ભીંતિ ટાંકેલા ૭ ટીકા સહિતના ગ્રંથ જેમ પૂર્ણ ગણાય તેમ સ્ફટિક પૂર્ણ દેખાતા હતા ૮ ડુંગરા પાસેથી જેમ ખરાબ દેખાય છે તેમ તાંબુ આબુ પર્વત જેવુ દેખાય છે ૯ પ્રીત તે પીતળ કહેવાય છે તેને લઇને-તે અહીં સારૂ ન લાગ્યુ ૧૦ અગેના અર્થમા અથવા ઓઘ ઉપરથી. ૧૧ ઘુમર-ચક્કર-ગોળાકારમા કે ઘુમટને ફરતા ૧૨ સાપ-શેષનાગ.

કાર્તવીર્ય[1] પિર્ય મૂકી રે, લે ન લખવાની લક્ષ;
વાસવ[2] આસવ[3] પીધા જશા, કશાં સહસ્ત્ર ચક્ષ. મદને૦ ૧૩

નરખે હરખે મંડપ સહુ, કહું કેટલી ખ્યાત;
એક અનેક રૂપે દીસે, મિષે જોવા આવે છે જ્ઞાત. મદને૦ ૧૪

વલણ.

જ્ઞાતમાં વાત ચાની બહુ, મહુ કરે વખાણ રે;
ધન્ય ધન્ય ધનદ જશો, વરયો જ્ઞાતે ભાણ રે. ૧૫

કડવું ૩૪ મું. રાગ જેતશી

મંડપ રચના પૂરી થઈ, કે મંત્રી ત્યાં આવ્યા;
હરખ્યા મનમા અતિ ઘણા, પછે બચીબાઇ બોલાવ્યાં. ટેક. ૧

કરોડ મનુષ્ય જોવા કારણે, બારણે આવે બહુ લોક,
નરખે હરખે નારી નર, શોકનો થાય અશોક. મંડપ૦ ૨

પ્રધાને પુરપતિ તેડીઆ, મંડપ જોવાને કાજે;
મહારાજ રાજ સજી આવિયા, અતિ આડંબર[4] ગાજે. મંડપ૦ ૩

માન પાન સન્માનશું, સામા સંચરી તેડ્યા;
સુખપલ નૃપાલ રન્જિયા, જોવા ગાડ્યા બેઠી ઘેડા. મંડપ૦ ૪

રાય થાય દંગ મનમા, આ મંત્રીએ કયાંથી આણ્યું;
એકે ભંડાર ખાલી કર્યો, એમ નાગર[5] માટે જાણ્યું ! મંડપ૦ ૫

પુરપતે ધનપત તેડીઓ, પછે સિંહાસને બિરાજ્યા;
મોટા મંડપ માહે મહીપતિ, રાવણ રાય શા રાજ્ય. મંડપ. ૬

મણિ માણેકમા મહારાજની, જઇ જોડાઇ જ્યોતિ;
બેથી એક થયા, અર્બુદ[6] રૂપે, રાય તેવી પ્રતિમા સોતી. મંડપ૦ ૭

---

૧ સહસ્રાર્જુન ૨ ઇંદ્ર ૩ અર્ક-એક જાતનો દારૂ ઈંદ્રે પીધા હોય તેની હજાર આંખો શા કામની ૪ દબદબો અથવા નગારાનો અવાજ. ૫ નાગર-ચતુર. નાગર છે માટે ચતુરાઇ કરીને-છેતરીને ૬ દશ કરોડ રૂપે દેખાયા-કાચ હીંગ વગેરેમા પ્રતિબિંબ પડવાથી

ધનપતિ આવ્યો પુરપતિ કને, મને કયમ તેડાવ્યો;
તે નમન[1] કરવું વિસર્યો, અનેકમાં કોણે બોલાવ્યો! મંડપ૦ ૮

જ્યાં ત્યાં જુએ જગપતિ, પછે કોને જઈ ભેટે;
રત્નસ્તંભના પ્રતિબિમ્બને, નમે ઉભો રહી બેટે! મંડપ૦ ૯

કો કોનું હાસ્ય કરે નહિ, તહીં સર્વને એમ થાય;
પછે પુરપતિ પધારિયા, ધનગૃહ જોયે સંદે' જાય. મંડપ૦ ૧૦

મદન મંત્રીએ કરી, વિવાહની તઈયારી;
ત્રીકમ તંત્રી તણી તો હવે, જોઇએ શોભા ભારી. મંડપ૦ ૧૧

લગ્ન દિવસ આવ્યો ઢુંકડો, વિધિ નાગરી કીધી;
સગાં સહોદર સજ થયા, રાયે રાયને આજ્ઞા દીધી. મંડપ૦ ૧૨

મંડળિક મહારાજા મોદથી, સજ થવા મંડયો;
પુરમાં પડો પડાવીયો, (જાને) નહિ[2] આવ્યો જાય દંડયો. મંડપ૦ ૧૩

વીશથી ચાળીશ વર્ષનાં, હોય નર કે નરી;
જાને જવા જોગવઈ કરો, રાય કહે આજ્ઞા મારી. મંડપ૦ ૧૩

કાલે પ્રાતઃકાળે, સહુ, કરજો રે તૈયારી;
ગરીબ ગરણાં લેઈ જજો, વસ્ત્રાભૂષણ ભારી. મંડપ૦ ૧૪

રાય દરબાર અંબાર છે, વસ્ત્રાલંકાર કેરા;
રાય જાય છે જાનમાં, સેવક સજ કરે ડેરા. મંડપ૦ ૧૫

ગરીબ ગરમાં લેઈ જાય છે, જેને જે જોઈએ;
નકાર તો હીંડોળે ચઢયો, એ વર્ણ[3] ભણ્યું નહિ કોઈએ. મંડપ૦ ૧૬

પચિયટ[4] નાપિક[5] મોચી, તણી, થઈ, તેડા તેડ;
બોરી ઋતુએ[6] ભાગી ગઈ, ખેડકારની ખેડ. મંડપ૦ ૧૭

---

૧ રાજા અનેક દેખાયા તેથી કોને નમવું તે ભૂલ્યો અને રત્નના થાભલામાં જે પ્રતિબિમ્બ રૂપે રાજા દેખાયા તેને નમવા લાગ્યો. ૨ જે જાનમાં નહિ આવે તે દંડાયો. ૩ નકાર અક્ષર ૪ ઘાંચી ૫ હજામ (નાપિત) ૬ ખેડ કરવાનો સમય છતાં ખેતી ભાગી પડી કેમકે તે અને જાન સાથે જવાનું થયું

તેલ ફૂલેલ લે ખલેકાં,[1] તેથી ઉદ્યમ જાગ્યો;
દોશી દલાલ રીઝે ઘણા, સટો સોનીનો વાગ્યો. મંડપ૦ ૧૯

ઘેર ઘેર પેર પેરથી, વાત વિવાહની કરતા;
પ્રભાતે પહેરવા તણાં, વસ્ત્ર સજ કરી ધરતા. મંડપ૦ ૨૦

કો સૂતા સેજલડી વિષે રંગ તરંગે ચઢતા;
નિદ્રા માંહે સ્વપ્નમાં, જાન જાન બરબડતા. મંડપ૦ ૨૧

કો ઉઠે અરધી રતે, અંગે વસ્ત્ર સજતા;
તકતામાં તરૂણો નિહાળતા, ભ.ળે ભલા ભજતા.[2] મંડપ૦ ૨૨

જે વાહન ઈચ્છા ઉપજે, ( તેને ) રાય કિંકર ન નડતા;
એવી સોઈ કરી શ્રીહરિ, તેય રહ્યા નાગર લઢતા. મંડપ૦ ૨૩

રેવંત[3] આવે તો કે' રથ જોયે, વારણુ[4] આવ્યે માગે વાજી;[5]
સુખપાલ નહિ શિબિકા[6] લઉં, રાય રાખે દુષ્ટ રાજી. મંડપ૦ ૨૪

મહારાજે મંત્રી મોકલ્યો, જુઓ વાહન પડ્યાં પૂરાં;
સજ થવા સર્વને કહો, રખે રે' કો અધૂરાં. મંડપ૦ ૨૫

સજ્જન સજ થઈ સંચર્યા, જાને રે જાવા;
હયદળ ગજદળ[7] સજ થયાં, કંસાર તો ખાવા. મંડપ૦ ૨૬

ભીડ ભરાઈ ભાગળે, રાય જાય મે'તા મંદિર;
તેડાં પર તેડા જાય છે, શ્યામ બની આવે સુંદિર. મંડપ૦ ૨૭

વાસા ધામા નાખતી, ગખતી જાવા કોડ;
સર્વે સજ થઈ આવિયું, ( પછે ) સજ થાય રણછોડ. મંડપ૦ ૨૮

વલણ.

રણછોડ રાહો સજ થયા, સંત સારૂ તે સમે રે;
શામળને શણગાર આ, તે સજ થઈ મે'તાને નમે રે. ૨૯

---

૧ જોરાવર, રૂપવાન. ૨ દીપતા–શોભતા. ૩ ઘોડો. ૪ હાથી. ૫ ઘોડો. ૬ પાલખી ( શિવિકા ). ૭ હાથીનું દળ.

## કડવું ૩૫ મું. રાગ મારૂની દેશી.

સાંતર્યો શામળશા સૂત, ( તે ) વેગે ચાલ્યો છે;
( તેણે ) તાત તણા જઇ ચર્ણ, હસ્તે ઝાલ્યો છે ૧

મે'તાએ દીધો આશીર્વાદ, મન અતિ હર્ષે છે;
તન તારૂણ્ય જુવે તાત, શું અમિ વર્ષે છે. ૨

સંત મહંત કેરો સૂત, ( વળી ) હરિએ સમાર્યો છે;
તેને ઉપમાનો વિચાર, ( કો ) રવિ કવિએ ધાર્યો છે ? ૩

વરનો નાચંતો નાચંતો વાજી, આવી ઉભો છે,
જોઈ શોભા જાતિ[1] જન, હૃદય અતિ હુસે છે. ૪

પડો વાજ્યો પુરની માંય, સેવક જઈ તેડે છે;
સાજ સજતા બેઠા જેહ, કો હેઠળ મેડે છે. ૫

થયાં તેડાં ઘેરે ઘેર, કે આવી રહ્યા છે;
સર્વ કો સાજન માજન, સજ થઈ ગયા છે. ૬

વના[2] થાશે વિપળે ફૂળો, તોય મન હરખે છે;
તરૂણો મિથ્યા તણો તોખાર, આપને નરખે છે. ૭

વરઘોડે અથમ વાજિત્ર, દેવા લાગે છે;
સ્વર્ગ દુંદભિ[3] કેરાં તુલ્ય, લાગે વાગે છે. ૮

મોટી માતંગોની[4] લાર, વિધિસર ચાલે છે;
(જાણે) ગિરિરાજો[5] ચાલ્યા જાય, દેવ જોઈ ખાળે છે. ૯

વળી વાજી વના અગેન, દેવા દીસે છે;
(જાણે) નદી નાથને[6] મળવા જાય, ત્વરાએ હિસે છે. ૧૦

---

૧ પોતાની જાતના-નાગરો. ૨ સળેલા જે થોડીવારમાં ફના થનાર,–મટી જનાર છે; છતાં મનમાં હરખે છે. ૩ નગારૂં, એક જાતનું વાજુ. ૪ હાથી. ૫ મોટા પર્વત જેવા ( હાથીઓ ). ૬ સમુદ્રને.

પછે રથ તણી ઝગઝગ, કેવી શોભે છે;
(જાણે) નવ ભાન રૂપી રથ, જોઇ મન ડોલે છે. ૧૧

ત્યાં શિબિકાની સોઇ, કો કવિ કથે છે ?
જાણે ત્રિશંકુની[1] કાજ, મહત[2] રૂષિ મથે છે. ૧૨

પછે આવ્યાં વિવા' વાદ્ય, ગણિકા ગાયે છે;
જાણે ગંધર્વ સહિત રંભાય,[3] નાકે[4] જાયે છે. ૧૩

હવે માજન ગાજન શોભે, તે કુણ ભાખે છે;
(જાણે) ઉડગણ[5] નિશામણિ[6] સાથ, મહીરસ[7] ચાખે છે. ૧૪

વરરાજ કેરો વાજી, ઘનગન નાચે છે;
જાણે વાયુને વાળવા પાછો, હય જણ જાયે છે. ૧૫

હવે સુંદરીઓનો સાથ, કેવો દીસે છે;
વળી રામણદીવો હાથ, જેનું મન હિસે છે. ૧૬

જાણે વીજળીઓનો સાથ, વિધ વિધ ચમકે છે,
(તિમાં) વિદ્યુત[9] લતાની જ્યોત, મધ્યે ઝળકે છે. ૧૭

આવી રમ્ય રચના જોઇ, નાગર બાધ્યા[10] છે;
જાણે વહ્નિએ બળતું વન, કે દવના દાધ્યા છે. ૧૮

વરઘોડા કેરી વાત, શું મુજ મતિ કે' છે;
નહિ નહિ કવીશ્વરોનાં કામ, (જ્યાં) મોટી મતિ રે' છે. ૧૯

જેણે જોઇ રચના એહ, તે જાણે ચિત્રિત[11] છે;
સર્વ કે' નવાઇ નવાઈ, ભાઈ વિચિત્રિત[12] છે. ૨૦

---

૧ હરિશ્ચંદ્રના પિતા ૨ વિશ્વામિત્ર જેમણે ત્રિશંકુને દેવોએ પૃથ્વીપર નાખવા માંડ્યો ત્યારે પોતાની શક્તિથી અટકાવ્યો હતો ૩ એક અપ્સરા ૪ સ્વર્ગ લોક–આકાશ. ૫ તારા. ૬ ચંદ્ર ૭ પૃથ્વી (જાણે પૃથ્વીનો રસ ચાખવા નીચે ઉતર્યાં છે) ૮ બને–વર તથા ઘોડો. ૯ વીજળી. ૧૦ પીડવા–અટકાવ કરવા ચાલ્યા કે પોતે પીડાયા. ૧૧ ચીતરી જાણે. ૧૨ અદ્ભુત–નવાઇનું.

સ્વર્ગે જુવે દેવ, વિમાનમાં બેઠા છે,
મેહેતાનું કેટલું પુણ્ય, (તે) વિચારમાં પેઠા છે. ૨૧

જાણે વરે ખૂટયું ઘૃત, ઘર ધણી નાસે છે;
એમ હરિ[1] હરિનો પરિવાર, કામની આશે છે. ૨૨

## ચાલફેર દોહરા.

રચના જોવા દેવ ત્યાં આવ્યા અપરમપાર;
ભીડ ઘણી થઇ સ્વર્ગમા, જાગા નહીં લગાર. ૨૩

જોવાની ત્વરા થકી, જાય આમને આમ;
અન્યો અન્યે ઘસાય છે, વિમાનો તેહ ઠામ. ૨૪

કાષ્ટે કાષ્ટ ઘસાયજો, તો વહ્નિ પ્રગટાય;
લોહ વિમાનજ આથડે, શ્રોતા કો' શું થાય? ૨૫

અનળ[2] વડે તો સળગિયા, ઘણાં દેવ વિમાન;
અમર પડ્યા અવની પરે, તજ્યું સ્વર્ગ અભિમાન. ૨૬

કો હીમ[3] કરિને[4] વણુ[5] થકી, દીસે અતિશે શ્વેત;
ઉપમાએ દેવાગના, પડી સંતાન સમેત.[6] ૨૭

મહાજન સાજન જાનનું, કરે ઘણા વિચાર;
આ તો વૃષ્ટિ આશ્ચર્યની, ન લહી સુણી નિરધાર. ૨૮

વૃષ્ટિ હોય તો વર્ષી રહે, ન આવે જાય ગગન;
નટવર નાગરને પૂછીઉં, મનગા થઈ મગન. ૨૯

વિશ્વંભર કહે વૃષ્ટિ નહિ, એ અમર નિરધાર;
લોક તગે અવિલોકિયે, નાક[7] તણો પરિવાર. ૩૦

ત્યાં કો જડ બુદ્ધિનો કહે, પડે ચઢે કિમ સાર;
હરિ કહે જાન જાય છે, રજ ઉડે તે અપાર. ૩૧

---

૧ કૃષ્ણ ને તેમનો પરવાર કામની આશાએ દોડમદોડી કરી રહ્યા છે, જેમ નાતમાં ઘી ખૂટતા ઘર ધણી નાસાનાસ કરી રહે છે તેમ. ૨ અગ્નિ ૩ બરફ ૪ ચંદ્ર ૫ કપાસ ૬ અદિત. ૭ સ્વર્ગ.

તે રજનો સ્તંભજ થયો, તેણે ઉતરે એહ,
(વળી) રજ સ્તભે ચઢી જાયે, જાણો નિ.સંદેહ. ૩૨

એવુ કહી સમજાવ્યા નાગર, નાગર નહિ વિબુદ્ધ[1];
ખળ કપટી અહંકારીને, કહે કેણ કુબુદ્ધ.[2] ૩૩

વિધ વિધના વિલાસમા,[3] વરઘોડો તો જાય,
ષડાનનની[4] પડ જીભે, વર્ણાય કે ન વર્ણાય ૩૪

વલણ

વર્ણાય કે ન વર્ણાય શોભા, સહસ્રમુખી[5] જે વ્યાળ રે,
તો ભટ્ટ પ્રેમાનંદ શુ કહે, કળીમા કાળે કાળ રે. ૩૫

કડવું ૩૯ સું.

રાગ વેરાડી.

મંડળિક સહ પુરના લોક જી,
આવી મળિયા ત્યા થોકે થોક જી,
પુર ભાગળે વરઘોડો આવ્યો જી,
સકળ લોકનો તાપ શમાવ્યો જી. ૧

ઢાળ.

ભાગળે વરરાય આવ્યા, વાજતે વળી ગાજતે;
નટવરનાગર[6] સહાય જેને, દુષ્ટ નાગર રહે દિલ દાઝતે. ૨

સકળ જાનને કહે જદુપતિ, આપ આપને વાહન બિરાજિયે;
ત્વરા કરી હવે અહીં થકી, વડનગરની વાટ ભાજિયે. ૩

સહુ સહુના અધિકાર પ્રમાણે, વાહન વહેંચીને આલિયા;
નરપતિ[7] ને નટવરનાગર, સાથે બેશીને ચાલિયા. ૪

૧ નાગર નહિ વિબુદ્ધ–ચતુર–લાંબી અક્કલવાળા નહિ મતલબ કે મૂર્ખ ૨ કુબુદ્ધિ–નઠારી બુદ્ધિવાળા ૩ ગમત ગમતમા ૪ કાર્તિક સ્વામી ૫ શેષનાગ ૬ કૃષ્ણ–વિષ્ણુ ૭ મંડળિક (જુનાગઢનો રાજા)

ઇર્ષાવાળા[1] દુષ્ટ નાગર, જેને એ વાત રૂચી નહિ;
અંતર બળતા વિચાર કરતા, નરસંઇના સગા સહી. ૫

આપણ સત્વર વડનગર જઇ, કરીએ ચાતુરી[2] આપણી;
નહિ તો નાગરવટ[3] જાશે, સહી શકીએ ન તનની તાપણી. ૬

એમ વિચારી નઠોર નાગરે, બાંધી છે ટોળી આપણી;
મેહેતાને કહે છે અમો જૈએ, આગળ વડનગરે ભણીકણી. ૭

રખે ચિંતા કરો અમારી, જાનની સાથે વાધજો[4];
વહેલા આવી મળશું પહોંચા, સંતશિરોમણિ[5] પ્રભુ આરાધજો. ૮

મહેતાજી કહે ભલે તિમ કરો, રાખો રખેવાળો[6] આપણા;
દુષ્ટો વદે અમે કલમ કડછી, બરછીવાળા નાગર ઘણા.[7] ૯

મન અભિમાન આણીને, કાપટ્ય[8] ભાવે તે ચાલિયા;
વાટે જાતાં સુખ બહુ પામ્યા, સૂર્યદેવ છે સાખિયા[9]. ૧૦

જાન ચાલી આનંદ માંહી, હરિજન હરિગુણ ગાય;
નૃસિંહ મેહેતા ભક્ત હરિના, કીર્તન કરતા જાય. ૧૧

વેરાગી સહુ તાળી પાડે, હરિમન મોદ અપાર;
નરસૈંયાની ભક્તિ ભાળી, કર્યો પ્રભુએ એક પ્રકાર. ૧૨

તેજ પોતાનું સોળે[10] કળાનું, અર્પ્યું એક કળા ભક્તરાય;
સર્વે કો આશ્ચર્ય પામે, મેહેતા દર્શને દુઃખ પળાય. ૧૩

---

૧ અદેખા. ૨ ચતુરાઇ—ખટપટ. ૩ નાગરપણું—નાગરનો ખટપટીઓ સ્વભાવ તે. ૪ આગળ જજો. ૫ સંતમાં મુખ્ય. (આ ઠેકાણે વક્રોક્તિ છે). ૬ રખેવાળો—રખવાળો—વળાવા. ૭ ગર્વનાં વચન છે. અમે પરાક્રમી છીએ માટે રખવાળોની ગરજ નથી. ૮ કપટનો ભાવ તે કાપટ્ય—કપટથી. ૯ વક્રોક્તિ. અભિમાન આણીને ચાલ્યા તેથી રસ્તે બહુ સુખ પામ્યા તેના સાખિયા—સાક્ષી તો સૂર્ય છે; મતલબ કે ઘણું દુઃખ પામ્યા. ૧૦ ચંદ્રબિંબ જ્યારે પ્રકાશે છે ત્યારે સોળે કળાએ પ્રકાસ્યો કહેવાય છે, તેમ પરમેશ્વર—વિષ્ણુ પણ સોળે કળાથી અવતાર લે છે, મતલબ કે પૂર્ણ અંશથી પ્રગટે છે, તેને સોળ કળા કહે છે કળા—અંશ—આ ઠેકાણે પૂર્ણ અંશનો સોળમો ભાગ. તેમાંથી એક કળા એટલે સોળમા ભાગનું તેજ ભક્તરાજ—નૃસિંહમાં મૂક્યું એમ કહેતું છે.

નથી અલંકૃત તોય પણ, મેહેતા અલંકૃત[1] જણાય;
માળા તિલક ને ટોપી સાદી, તદપિ તેજે તિમિર[2] પળાય ૧૪

સહુકો કહે આ નરસંઇ મેહેતા, ( કે ) સાક્ષાત શ્રી જદુરાય;
શામળશા શ્યામળ સુત[3] જાણે, લક્ષ્મી સમી માણેક મેહેતી ભળાય. ૧૫

સાથે મહા પ્રભુ; મહા લક્ષ્મી[4], ( ત્યાં ) રહે કશી કહો ન્યૂન;
પૂર્વેની રતિ[5] આવી મળી, થયું ઉદય મહેતાનું પૂન. ૧૬

આનંદ કરતાં ચાલ્યાં સરવે, ( જયમ ) સરિતા નીર ઉભરાય;
ગાયક જન બહુ ગીત ગાતા, દુંદુભિનાદ ઘણેરા થાય. ૧૭

આનંદ આનંદ વ્યાપી રહ્યો છે, બ્રહ્માનંદ સમ જણાય[6] ;
ભેરી નફેરી શરણાઇ વાજે, નોબતે પડના ઘાય. ૧૮

શામળશા વિવાહે ચાલ્યા, કરે ઇંદ્ર અશ્વમેધની સેવ[7] ;
શોભા વર્ણન કરતાં હારે, શેષ મહેશ બ્રહ્મદેવ[8] . ૧૯

વલણ.

શેષ હમેશ હારે જયહાં, ત્યાં કોણ ગજુ પામર[9] તણું રે;
જન પ્રેમાનંદ મિથ્યા જાણો; જયમ ત્યમ હરિ ગુણને ગણું રે. ૨૦

કડવું ૩૭ મું.

રાગ મેવાડો.

ઇંદ્રકેરી શોભા પામ્યો, શામળ મેહેતાનો સૂત જી;
આવી પહોત્યા વડનગર સહુ, મોકલિયો એક દૂત જી. ૧

---

૧ અલંકૃત—અલંકારવાળુ—શણગારેલ. નૃસિંહ મેહેતાએ અલંકાર પહેર્યાં નથી તો પણ તે અલંકાર પહેર્યાં જેવા જણાય છે-શોભે છે. ૨ અંધકાર. ૩. કૃષ્ણના સુત-પ્રદ્યુમ્ન-કામ. ૪ મહાપ્રભુ મહાલક્ષ્મી-વિષ્ણુ અને માયા-કૃષ્ણ અને રૂક્મિણી ૫ ભાગ્ય ૬ સર્વ આનંદમાં બ્રહ્માનંદ શ્રેષ્ઠ છે તેવો આનંદ થઇ રહ્યો હતો. ૭ ઇંદ્ર અશ્વમેધ યજ્ઞ કરવા જેવી શોભાથી જાય તેવી શોભાથી શામળશા વિવાહ ( લગ્ન ) કરવાને ચાલ્યા અગર આ તે શામળશા વિવાહે જાયછે કે ઇંદ્ર અશ્વમેધ કરવા જાય છે એમ કોઇ શંકા ખાય. ૮ શેષ-શેષ નાગ, મહેશ-મહાદેવ, બ્રહ્મદેવ-બ્રહ્મા. ૯ ( મારા જેવા ) કંગાલનું.

મદનને વધામણી આવી, આવ્યા સંત શિરોમણિ મેહેતા જી;
હર્ષે ઘેલો મદનજ ધાયો, (સાથે) મોટા મોટા જન મોતા જી[1]. ૨

ઢિડિધિમ્ ઢિડિધિમ્ નિશાણ ગાજે, જાણે વિજય કરી નૃપ વળિયા જી[2],
ભૂપતિને[3] જાણ કર્યું તવ, મંડળિકને[4] જઈ મળિયા જી ૩

મોટા મનનો મહીપતિ[5] તેણે, મદનને ગદ્દ ઘણી આવી જી,
જુનાગઢની જાનજ મોટી, પુર મધ્યેથી ચાલી જી. ૪

જાળી બારી અટારીએ, ભાગોળે ભીડ ભરાણી જી;
જોવા મળ્યા જન દેશ દેશના, ઠાકર ને ઠકરાણી જી. ૫

લોક સમૂહ ઘણું વિસ્મય થાયે. શા મેહેતા કેરા ઠાઠ[6] જી,
મદન મંત્રી ભાગ્યશાળી છે, ભાગી ભવની ગાંઠ[7] જી! ૬

અશ્વે મંડળિક સાથે નટવર, પુરપતિ પણ તે સાથ જી;
મેહેતા સાથે મદન ચાલે છે, ઝાલીને જમણો હાથ જી. ૭

વાતો કરતા મદન ને મેહેતા, મને ઘણું છે સગ્ન જી,
નૃસિંહ મુખેથી વાત કરે પણ, લાગ્યું નટવર સાથે લગ્ન[8] જી. ૮

મદન ભાખે નૃસિંહ મોટા, હું છું કેવળ દીન[9] જી;
મારી લજ્જા રાખજો સ્વામી, મારૂં સર્વ તમારે સ્વાધીન જી ૯

વગર સમજે લખિયું પત્રે, કહો તો મોકલું કોરી[10] જી;
શી રીતે પૂરૂં પડશે સકલનું, ચિત્ત લીધું મુજ ચોરી જી. ૧૦

મેહેતો કહે તમે ધૈર્યને ધારો, છો પરમ વૈષ્ણવજન જી,
તમારી અમારી સહાય કરશે દયાળુ જગજીવન જી. ૧૧

તમોને ઉણપ[11] નહીં આવે, કોલ[12] (મારો) માન પેદીનો જી,
તમારૂં ખોટે અમારૂં ખોટું, ભય તોડો ભવ બેડીનો જી. ૧૨

---

૧ સહુ ૨ જાણે કોઈ રાજા ઇન્દ્ર મોકલીને આવ્યો ન હોય એમ લાગતું હતું. ૩ વડનગરનો રાજા ૪ જુનાગઢનો રાજા ૫ રાજા (વડનગરનો) ૬ શોભા ૭ બંધન. ૮ પ્રેમ, જો કે નૃસિંહ મેહેતા વાતો કરે છે પણ એની વૃત્તિ તો નટવર-કૃષ્ણમાં જ છે. ૯ કંગાલ-ગરીબ ૧૦ જુનાગઢ નગર ચાલતું રૂપા નાણું. ૧૧ ન્યૂનતા ૧૨ વચન.

એવે આવ્યા નટવર નાગર, નરસંઇ કહે આ મમ શેઠ જી;
આય[1] મોટી મારે એહની છે, બાકી સઘળી દેવની વેઠ[2] જી. ૧૩

નટવર નાગર નિરખી સહુને, મનમાં મોહ મહા વ્યાપ્યો જી;
સગા તમારા જેવા મળિયા, મુજ કુળનો ધર્મ પ્રભુ[3] રાખ્યો જી. ૧૪

જાનીવાસો[4] જવ મહુને દીઠો, મંત્રી કહે અત્રે જાત ઉતારો જી;
મન ગમે તે માગી લીજે, ન રાખો કો વાતે[5] ઉધારો જી. ૧૫

વર માટે કલેવો[6] આવશે અધુના, પછે સંઘે સર્વ પધારો જી;
સમ વેળા હવે પાસે આવી છે, ઘડિ સાધી આનંદ વધારો જી. ૧૬

બચીબાઇ તો બાવરી[7] બણી છે, કમળા ગવરીની માતા જી;
માતે કહ્યું તે સમજું સાચું, મમ અંતરે વળી હવે શાતા જી. ૧૭

કમળા ગવરી ભાગ્યશાળી છે, શ્વસુર, નૃસિંહ સમ જોગી જી;
જોગી કહેતાં જીભજ કાપું, ખરેખરો એ ભોગી[8] જી. ૧૮

દુષ્ટ નાગરે ખોટી ભમાવી, પછી તેથી હું તો આડી જી;
પરમેશ્વર સમ પતિને[9] મેં તો, પીડા ઘણી ઘણી પાડી જી. ૧૯

નૃસિંહ સમો મમ નાગર જ્ઞાતે, કોય ગૃહસ્થ ન ભાળ્યો જી;
સકળ[10] કમાણી એ આગળ મિથ્યા, મારા તનનો તાપ શમાવ્યો જી. ૨૦

હરખાતી[11] મલકાતી[12] આવી, વરને પુંખવા કાજે જી;
સામળશાના તેજ આગળ, કોટિ કંદર્પ[13] લાજે જી. ૨૧

---

૧ આશરો. ૨ પીડા, વગર લાભનું કામ. ૩ હે પ્રભુ તમે મારા કુળનો ધર્મ રાખ્યો અગર પ્રભુએ–ઇશ્વરે મારા કુળનો ધર્મ રાખ્યો. ૪ જાનના લોકોને રહેવા આપેલી જગો. ૫ વિલંબ–બાકી. ૬ વરને ખાવા માટે ઉપડ્યા પહેલાં (પરણવા જતાં પહેલાં) કન્યા તરફથી જે કાંઇ ખાવાનું મોકલે છે તે. ૭ ગાભરી. ૮ પ્રથમ બચીબાઇથી જોગીની ઉપમા અપાઇ ગઇ પણ મેહેતાનો વૈભવ ભોગી જેવો છે તો જોગી કેમ કહેવાય એવું કહેવું છે. ૯ પરમેશ્વર જેવા સારા–સરળ. ૧૦ સર્વની કમાઇ નૃસિંહ મેહેતાની કમાણી આગળ તુચ્છ છે. ૧૧ હરખાતી–ખુશી થતી. ૧૨ મલકાતી–મરકલડું કરતી–હસતી. ૧૩ કામ.

સુંદર વર ને સુંદર કમળી, જાણે ઈન્દ્ર ને ઇન્દ્રાણી જી;
ઊંચી આઇએ પોહોંકી કરીને, નાકની દાંડી તાણી[1] જી. ૨૨

પોહોંકી કરી વર રાયને, માંહિરામાં[2] પધરાવ્યા જી;
દિક્ષિત આદિ ઋષિ મંડળે, અક્ષતે[3] વધાવ્યા જી. ૨૩

આશિર્વચન ઋષિવર વદતા, વેદની મચી રહી ધૂન્ય જી[4];
દિક્ષિતને મદન મંત્રી કહે છે, ગુરૂ તમારૂં પુણ્ય જી. ૨૪

વલણ.

પુણ્ય તમારૂં ઋષિવર રૂડા, તેણે આ દિન આવિયો રે;
ભટ પ્રેમાનંદ ગુરૂ કૃપાએ, તન મન અરપી ફાવિયો રે. ૨૫

કડવું ૩૮ મું.

રાગ કાલેરો.

લગ્ન મંડપ માંહિ પધરાવ્યા, નૃસિંહ મેહેતાના પુત્ર;
સાજન માજન[5] સર્વે સાથે, દીધું મદન ઘરસૂત્ર. ૧

ઢોર ચોર ને ખળશિરોમણિ[6], નાગરની કહું વાત;
ચાલ્યા બીજી વાટ પકડી, કરવા વડનગરે જે ખ્યાત. ૨

માંહો માંહે ગોષ્ટી[7] કરતા, થયું કાકતાલિય[8] ન્યાય;
નૃસિંહસૂત જો વરે તો, થાશે ઘણો અન્યાય. ૩

નાગરવટ જાશે આપણી, વળી વ્યર્થ જન્મ મનાય;
આપણા પુત્ર પૌત્રો રહે, નેવ નીર મોભે જાય. ૪

---

૧ લગ્નમાં પોહોંકી લેતી વખતે વરનું નાક સાસુ તાણે છે તે વાત પણ કવિ વિસર્યો નથી. ઉપર પુંખવા અને અહીં પોહોંકી એવી જોડણી એકજ ધાતુની કરી છે. ૨ માયરૂં–મંડપનો જે ભાગમાં ચોરી કરેલી હોય છે તે. ૩ ચોખા–ડાંગર વગેરેથી બ્રાહ્મણો આશિર્વાદ આપી યજમાન ઉપર નાખે છે તે. ૪ ધૂન–ધ્વનિ ઉપરથી–સ્વર, વેદના ઉચ્ચાર. ૫ સાજન માજન–પ્રતિષ્ઠિત અને સભ્ય ગૃહસ્થોનું મંડળ, જે વરઘોડામાં વરની આગળ ચાલે છે તે. ૬ દુષ્ટમાં મુખ્ય. ૭ વાત. ૮ વિના શ્રમે, કાગડાનું બેસવું ને તાડનું પડવું બે બનાવનું એકી વખતે થવું, તેવું શામળશાના વિવાહનું પણ થયું.

ક્યાં નૃસિંહ ને ક્યાં સૌ નાગર, કોની જાદુગારી[1] છે કાચ;
કે જાણે એ ઇન્દ્રજાળને[2], એમ વારતા કરતા પળાય. ૫

ગમતું થાશે ગોવિંદજીનું, ન જાણે નાગર મૂઢ;
અભિમાને મન આવર્યું, ક્યાંથી સમજે જ્ઞાન ગૂઢ. ૬

(વળી)ભક્તિ મહાત્મ્ય જાણે નહિ, (જેને) ભક્તાની સાથે વેર;
ભૂલા પડયા ઉવાટે જાતાં થઇ ગઇ બીજી પેર. ૭

ઉંડા[3] કોતર ઉતરે છે, ચઢે ગિરિ કરાડ[4];
શકટ[5] ન ચાલે શકટીઓ[6] ભાજે, રેંકળે[7] ખાધી રાડ. ૮

ઘોડાં બોડાં થઈ રહ્યાં છે, શ્વાસોચ્છ્વાસ ન માય;
બળ કરે કો બુદ્ધિશાળી, ઘોડા સહુ ગણડી જાય. ૯

એવે આવ્યા દશ વીશ નાગર[8], કહે ક્યાં તમો જાઓ;
ચારે કોરે વીંટી કરી કહે, રખે ડગ[9] આઘા થાઓ. ૧૦

શિથિલવિથિલ[10] અંગ થયાં, એવે આવ્યા બીજા વીશ,
કહે ઉતારો વસ્ત્ર તમારાં, વિલંબ કરતાં ચઢે રીસ. ૧૧

કો એક ધીટ[11] મન કરી કહે, અમો જુનાગઢી નાગર,
મંડળિકના અમે માનીતા છું, વળી બુદ્ધિ સાગર. ૧૨

અમો નાગર કલમ કડછી, બરછી રાખું છુ સાથ;
સામે સામા જો થશું તો, વસમી થાશે ગાથ[12]. ૧૩

એવું બોલતા માંહે તો પડ્યા, મોહોકમ[13] સહુને માર;
ઉતારી લે વસ્ત્રાભૂષણ, લીધા પેટી અને પટાર. ૧૪

ખાંત કરીને ખોળ્યું સર્વે, લીધા બલિવર્દ[14]ને તોખાર[15];
શેષ કાંઈ રાખ્યું નહિ, ભક્તનું ભૂડું કરનાર ૧૫

---

૧ જાદુ જાણનારી ૨ દૃષ્ટિ બંધન ૩ નદી કે ખાડીને કિનારે ઉંડા ખાડાઓ અને બખોલો તે પહાડમાંના લાંબા પોહોળો ઉંડા ખાડો ૪ ભેખડ ૫ ગાડું ૬ ગાડીઓ. ૭ એક જાતની મોટી ગાડી. ૮ લૂટારૂને કહ્યા છે. ૯ પગલુ ૧૦ નરમ ઘેંશ ૧૧ કોઇ ૧૨ વાત. ૧૩ જબરો ૧૪ બળદ. ૧૫ ઘોડા

ખાડ ખણતાં પડે પોતે, થઈ ગઈ તેવી પેર;
નૃસિંહાનું ભૂંડું ભણતાં, માધવની પૈ સેંર[1]. ૧૬

લૂંટ કરી લૂંટારૂ સાથી, ઝટપટ ચાલ્યા જાય;
ઓ ગયા ઓ ગયા કહેતામાં, દૃષ્ટિ અગોચર[2] થાય. ૧૭

બે ઘટિકા ઓસી[3] બંધે, ઓછી કેથી જ શકાય;
ચાર ઘટિકાએ સહુ કો, સાથી સાંતરે[4] થાય. ૧૮

ખાખાવીખી[5] નાગર કીધા, એક વચન તે પ્રભુ પાડ[6]!
દુઃખ દરીએ આવી પડ્યા, શકે ઉગરી દુઃખનાં ઝાડ. ૧૯

રે! પ્રભુ, હવે શી ગતિ થાશે, મન કરે છે વિચાર;
સહાય માગે શ્રીજી[7] કેરી, પણ સમજે નહિ ગમાર[8]. ૨૦

ભક્ત દુભાતાં ભગવંતને, પહોંચે છે અતિ શ્રમ;
નૃસિંહને કષ્ટ આપનારને, સહાય કરે કહો કયમ.

મહા અષાઢે[9] પાળે ચાલે, ચાલ્યા છે સહુ જન;
ખરે મધ્યાને કાંટા ભાંગે, તાપથી દાઝે તન.

વેણુ સમે એક વૃદ્ધ બ્રાહ્મણ જાતાં દૃષ્ટે પડિયો;
ઝટપટ ચાલ્યો જાય છે, ખાંધે બેસાડીને ખડિયો[1]. ૨૭

પૂછ્યું તેને પ્રેમ આણી, અહીંઆં છે કહું ગામ;
અમો દુઃખી લૂંટારે લૂંટ્યા, કંઈ વસવા મળશે ઠામ? ૨૮

જાતે બ્રાહ્મણ ગૃહસ્થ છું, કો દિ નથી દીઠું દુઃખ;
એટલું કારજ આપતણું થાશે, તો ભાગશે પ્રભુ-ભૂખ. ૨૯

દયા આવી દામોદરને, જે હતું બ્રાહ્મણનું નામ;
સાથે તેડીને લાવિયો, તેહ, પોતાને ગામ. ૩૦

મંદિર[2] એક ગામમાં મોટું, ઉતાર્યાં ત્યાં સહુ લોક;
દુઃખ ઘણું પામ્યા દુષ્ટ તેથી, બાપની મૂકે પોક! ૩૧

વલણ.

પોક મૂકે બાપ નામની, ગામ સહુ ભેગું થયું રે;
પ્રેમાનંદ પ્રભુ નાગર કહે છે, આ દુઃખ કેમ જાયે સહ્યું[3] રે. ૩૨

## કડવું ૩૯ મું.

### રાગ મારૂની દેશી.

દુખિયા જાણીને સહુ લોક, ધાઈ આવ્યા ત્યાં થોકે થોક;
સાંભળી લીધાં દુઃખ સમસ્ત, આ તો દીસે નાગર ગૃહસ્થ. ૧

લૂંટી લીધા છે કોઈક દુષ્ટે, માટે આવી પડ્યા છે કષ્ટે;
જાને જાતા વડનગર ગામ, જુનાગઢમાં છે વિશ્રામ. ૨

થાકયા પાકયા થયા છે બહુ, સહાય કરવી જોઈએ સહુ;
એમ ગામ લોક વિચારે, દામોદરજી આવ્યા તે વારે. ૩

લાવ્યા ભોજનનો સામાન, હાથ જોડીને માગે માન;
સર્વ લીજે સામગ્રી લાઈ, ભોજનની કીજે સજાઈ. ૪

---

૧ ઝોળી. ૨ ઘર, અગર દેવાલય. ૩ સહ્યું—સહન કર્યું.

આડ ખણુતાં પડે પોતે, થઈ ગઈ તેવી પેર;
નૃસિંહાનું બૂડું ભણુતાં, માધવની યે મે'ર[1]. ૧૬

લૂંટ કરી લૂંટારુ સાથી, ઝટપટ ચાલ્યા જાય;
ઓ ગયા ઓ ગયા કહેતામાં, દૃષ્ટિ અગોચર[2] થાય. ૧૭

બે ઘટિકા બોલી[3] બંધે, બોલી કેથી ન શકાય;
ચાર ઘટિકાએ સહુ કો, સાથી સાંતસ[4] થાય. ૧૮

ખાખાવીખી[5] નાગર કીધા, એક વસ્ત્ર તે પ્રભુ પાડ[6] !
દુઃખ હરીએ આવી પડ્યા, શકે ઉગ્યો દુઃખનાં ઝાડ. ૧૯

રે ! પ્રભુ હવે શી ગતિ થાશે, મન કરે છે વિચાર;
સહાય માગે શ્રીજી[7] કેરી, પણ સમજે નહિ ગમાર[8]. ૨૦

ભક્ત દુભાતા ભગવંતને, પહોચે છે અતિ શ્રમ;
નૃસિંહને કષ્ટ આપનારને, સહાય કરે કહો કયમ. ૨૧

મહા પ્રયાસે[9] પાળે પાયે, ચાલ્યા છે સહુ જન;
ખરે મધ્યાને કાંટા ભાંગે, તાપથી દાઝે તન. ૨૨

વપુ વિષેથી પ્રસ્વેદ વહે છે, આકુળ વ્યાકુળ થાય;
મહા મહા યત્ને બે કોશ કાપ્યા, કોને વળે મૂર્છાય ! ૨૩

જાને નીકળ્યા શામળશાની, માટે બચિયા તેહ;
બાકી કોઈ ન જાએ જીવતો, પુનરપી પોતાને ગેહ. ૨૪

દુષ્ટ ગ્રામ જોતાં નથી, પ્રભુ દીનાનાથ દયાળ;
નાગર આવી પહોંચિયા, એક સરોવર કેરી પાળ. ૨૫

શીતળ નિર્મળ અમૃતસમ, જળનું કીધું પાન;
પાસે કોઈક ગામ હશે, એમ કીધું છે અનુમાન[10]. ૨૬

---

૧ કૃપા ( વક્રોક્તિ ). ૨ અદૃશ્ય. ૩ વાચા. ૪ સાવધ-તૈયાર. ૫ હેરાન હેરાન. ૬ આભાર, ઉપકાર. ૭ ઇશ્વર, વિષ્ણુ ૮ સૂર્ખ. ૯ મેહેનતે ૧૦ અટકળ

તેવું સમે એક વૃદ્ધ બ્રાહ્મણ, જાતાં દ્રષ્ટિ પડિયો;
ઝટપટ ચાલ્યો જાય છે, ખાંધે ભરાવીને ખડિયો[1]. ૨૭

પૂછ્યું તેને પ્રેમ આણી, અહીંઆં છે કયું ગામ;
અમો દુઃખી લૂંટારે લૂંટ્યા, કંઈ સૂવા મળશે ઠામ? ૨૮

જાતે બ્રાહ્મણ ગૃહસ્થ છું, કો દિ નથી દીઠું દુઃખ;
એટલું કારજ અમથું થાશે, તો ભાગશે પ્રભુ ભૂખ. ૨૯

દયા આવી દામોદરને, જે હતું બ્રાહ્મણનું નામ;
સાથે તેઓને લાવિયો, તેહ પોતાને ગામ. ૩૦

મંદિર[2] એક ગામમાં મોટું, ઉતાર્યા ત્યાં સહુ લોક;
દુઃખ, બહુ પામ્યા દુષ્ટ તેથી, આપતી મૂકે પોક! ૩૧

વલણ.

પોક મૂકે બાપ નામની, ગામ સહુ ભેગું થયું રે;
પ્રેમાનંદ પ્રભુ નાગર કહે છે, આ દુઃખ કેમ જાયે સહ્યું[3] રે. ૩૨

## કડવું ૩૯ મું.

### રાગ ભાઝની દેશી.

દુખિયા જાણીને સહુ લોક, ધાઇ આવ્યા ત્યાં થોકે થોક;
સાંભળી લીધાં દુઃખ સમસ્ત, આ તો દીસે નાગર ગૃહસ્થ. ૧

લૂંટી લીધા છે કોઇક દુષ્ટે, માટે આવી પડ્યા છે કષ્ટે;
જાતે જાતા વડનગર ગામ, જુનાગઢમાં છે વિશ્રામ. ૨

થાકયા પાકયા થયા છે બહુ, સહાય કરવી જોઇએ સહુ;
એમ ગામ લોક વિચારે, દામોદરજી આવ્યા તે વારે. ૩

લાવ્યા ભોજનનો સામાન, હાથ જોડીને માગે માન;
સર્વ લીજે સામગ્રી ભાઇ, ભોજનની કીજે સજાઇ. ૪

---

૧ ઝોળી. ૨ ઘર, અગર દેવાલય. ૩ સહ્યું—સહન કર્યું.

તમો શ્રેષ્ઠ બ્રાહ્મણ કહાવો, અમ હાથે પાક[1] ન પાવો;
પાક કરીએ આપને હાથે, વાવરો ઘૃત શર્કરા સાથે. ૫

લાવું વસ્ત્ર તમારે કાજે, પહેરી જાઓ વડનગર આજે;
જે જે વસ્તુ જોઇએ તમને, રખે લજ્જા આણો કહો અમને. ૬

અમો તમારા છીએ જાણો, ભેદ રખે મનમાંહે આણો;
આતાં[2] દુઃખ દુષ્ટજ વામ્યા, કૈંક અંતરે શાતા પામ્યા. ૭

લીધી સામગ્રી કીધી સજાઇ, પાક નિપાવ્યો નાગર ભાઇ;
જમવા બેસે છે જે વારે, દામોદર મિત્રસહ આવ્યા ત્યારે. ૮

એક કે' દામોદર ભોજન કીજે, નાગરી પાક લા'વો લીજે;
બેઠા દામોદર જમવા ત્યાંહી, [3]વયસ્યને બેસાડે સાહી સાહી. ૯

જેને કોપ્યા શ્રી મોરાર, ત્યાં કહો શું કરે સંસાર;
ગ્રાસ જેવો મુખમાં મૂકે, શું શું કરીને સહુકો થુંકે। ૧૦

નિશ્ચે જાગંડ[4] નહિ એ નાગર, મીઠું નાખ્યું જાણું સાગર;
ઘૃત શર્કરાનો ઘાણ[5] વાળ્યો, તદપિ લાડુએ કંઠજ ઝાલ્યો. ૧૧

નહિ નાગરી પાક એ તો, કોઇ જડસા[6] બ્રાહ્મણ ચેતો;
નાગર ધારેછે હથિયાર[7], બરછી કડછીનો અધિકાર. ૧૨

છતે લુંટાયા કે'છે એ ખોટું, ખાવાકાજે કર્યું મિષ[8] મોટું;
દામોદરે મન વિચાર્યું, આપણ વ'વાયા[9] એવું ધાર્યું. ૧૩

સહુકો કહેછે ઠગ એહ, ન હોય ગૃહસ્થના જેવા દેહ;
માયાનું આવરણ[10] વ્યાપ્યું, દુષ્ટોને દુઃખ જોઇએ આપ્યું. ૧૪

એક ગામનો શેઠ જે રૂડો, તેને કોઇએ ન કહે કૂડો;
તેની કન્યા રૂપે રસાળી, પંદર સોળ વર્ષે બાળી. ૧૫

---

૧ રસોઇ. ૨ હવેના અર્થમાં મરાઠી શબ્દ છે. ૩ સ્નેહીઓ. ૪ મૂર્ખ અથવા જાગર-ઝાગર. ૫ બિગાડ. ૬ જડ ભરત-મૂર્ખ. ૭ આયુધ-શસ્ત્ર. ૮ બાનું. ૯ છેતરાયા. ૧૦ આચ્છાદન-ઢાંકણ.

રૂપે વળિયો છે ત્યાં છેક, શકે આણ્ણી મૂકે ટેક;
ચઢતી પૂરણ જોબન કાયા, ભૂલવણીમાં નાગર ભમાયા. ૧૬

વિચારે કેટલા મન માંય, કાકને ઘેર હંસલી ક્યાંય;
ઝવેરી નહિ ત્યાં રત્ન ન શોભે, જુનાગઢી નાગર મન લોભે. ૧૭

કરવા ધાર્યો ત્યાં છળ ભેદ, અજાણતાને કરવા ખેદ;
ગામ લોક સરળ છે આંઝો, નવ લોપે કોઇની માઝા[1]. ૧૮

નગર લોકમાં હોય અનીતિ, તે તો ગંધ[2] ન પાળે નીતિ;
જેને દુષ્ટ વિકાર ન થાય, સહુને પોતા સમા સમજાય. ૧૯

એવા ગ્રામની આ તો કન્યા, સહુ લોક કહે ધન્ય ધન્યા;
નવ સમજે વિકારની ગાથ[3], તેને કોઇ ન લગાડે હાથ. ૨૦

નાગરે નાગરપણું કીધું, સુખ પોતાનું લૂંટી લીધું;
કીધું ટીખળ[4] એક નરે, સિંહથી હરણી ફાળને ભરે. ૨૧

કૂદી નાઠી ત્યાંથી તે બાળી, તેને નગર શેઠે નિહાળી;
કૂડકપટની જાણી વાત, નાગર કીધાં મારી લાત. ૨૨

અહુણાં ને અહુણાં કાઢો બા'ર, થૈ રહ્યું ત્યાં હાહાકાર;
કાઢ્યાં ગામની બા'ર જે વારે, સૌ કોઈ જંપ્યું તે વારે. ૨૩

આવી દશા પાપે પળાય, પ્રભુ! જાનનો ભેટો ક્યાં થાય;
નથી કોઈ વસવાની જાગો, શરીરે અરધા છુ નાગો. ૨૪

આવ્યા અઘોર વનની માંય, દિશા સૂઝે નહિ એકે ત્યાંય;
એક કૌતુક ત્યાંહી થયું, કેમ જાશે મુજથી કહ્યું? ૨૫

ત્રણ દિશાએ ત્રણ વાટ[5], પાછળ જોતાં થાય ઉચ્ચાટ;
કયી વાટે જાવું વિચારે, દક્ષિણ દિશા મનમાંહે ધારે. ૨૬

જુએ તો ત્યાં પડયો વ્યાળ[6] એક, જેની લંબાઇનો નહિ છેક; —
અજગર રૂંધી રહ્યો છે ખાસ, તેથી જાવા ધારે બીજી પાસ. ૨૭

---

૧ મર્યાદા. ૨ છરિ. ૩ ગાથા—વાર્તા. ૪ અટકચાળું. ૫ રસ્તો. ૬ સર્પ.

પૂર્વ ભણી મનશા કરી, સિંહ ઉલેલો સર્વ આવરી;
વળિયા ઉત્તર ભણી જ્યારે, મહોન્મત્ત[1] હસ્તિ દીઠા ત્યારે. ૨૮

પશ્ચિમ ભણી પાછું વાળી જોય, દાવાનળથી[2] બળે સહુ કોય;
ગભરાયા સહુ નાગર ધીર, વહેવા લાગ્યાં નયને નીર. ૨૯

સાંભરીઆ છે ત્યારે જગદીશ, સ્તુતિ કરે નમાવી શીશ;
તમો અનાથ બંધુ કહાવો, તમો દીનની દાઝ લાવો. ૩૦

તમો ઉગાર્યા પાંડવ વીર, પાંચાળીનાં પૂર્યાં ચીર;
લાક્ષાગૃહથી બળતા રાખ્યા, કૌરવ સર્વે સંહારી નાખ્યા. ૩૧

રાખ્યા પરીક્ષિતને ગર્ભમાંય, કૃપાળુ તમે લાવો જયાય;
અજામિલ હુતો મહા પાપી, તેને સાયુજ્ય[3] મુક્તિ આપી. ૩૨

પ્રહ્લાદ પર કીધી મે'ર, હિરણ્યકશ્યપુ કરતો વેર;
બલિરાજને પાતાળ ચાંપી, ઈન્દ્રને તમે પદવી આપી. ૩૩

બળતાં રાખ્યાં ગોપી ગાય, તેમ ઉગારો અમને આંય;
નૃસિંહ[4] ભક્ત મોટેરા કહાવો, અમ અપરાધ મન ન લાવો. ૩૪

તમો વા'રે ધાઓ વિઠ્ઠલ જેવા, અમો કરશું તમારી સેવા;
હરિ વિરોધ વાત ન ભાખું, હય હસ્ત જોડી નિશ્ચે દાખું. ૩૫

સુણી વિનતિ દીનદયાળ, નૃસિંહ મેહેતા થયા તતકાળ;
આવી કહે છે નૃસિંહ મેહેતા, તમો મુજ માટે દુઃખ સહેતા! ૩૬

મીંચો નેત્ર પ્રભુ કરે સારૂં, દુઃખ જાયે તમારૂં આ વારૂં;
નેત્ર બંધ કીધાં તે ઠાળે, ઉઘાડે તો વડનગર ભાળે! ૩૭

નહિ મેહેતા ને નહિ કો જન, આશ્ચર્ય પામ્યા નાગર મન;
શામળની જાને આવે બચિયા[5], દુષ્ટ વિચાર માંહિ પચિયા. ૩૮

---

૧ મદ ઝરતા. ૨ દવ–જંગલનું બળવું. ૩ ભગવત્ સ્વરૂપમાં એકાકાર થવું. ૪ સંકટ સમયે આવવાથી નૃસિંહ મેહેતાનું મહાત્મ્ય સમજાય છે તેથી. ૫ જો કે આપણે તો દુષ્ટ વિચાર કર્યો હતો તો પણ શામળશાની જાને આવ્યાથી બચ્યા છીએ.

થયું મદનને ત્યાં તો જાણ, સૂંટાયો છે કે જીવ સુજાણ;
આવ્યો વૈદ્ય લઈને સેવા, આખરે પામ્યા મીઠા[1] મેવા. ૩૯

આવ્યા સહુ કો મંડપ માંહી, લગ્નની ધૂમ મચી[2] છે જ્યાંહી;
મદને આપ્યું શીતળ પાણી, શાતા પામ્યા છે તેવે પ્રાણી. ૪૦

વલણ.

શાતા પામ્યા દુઃખ વામ્યા, નૃસિંહ નામ પસાય રે;
પ્રેમાનંદ[3] પ્રભુ ભક્તને દુભવ્યે, એ રીતે હાથ ઘસાય રે. ૪૧

કડવું ૪૦ મું.

રાગ પરજ.

મંડપ માંહે મળિયા જન, શ્રોતા સાંભળો રે;
તેનાં કથી પેરે લેઉં નામ, ભક્તિ ભાવે[4] ભળો રે. ૧

મોટા મોટા જે રાજન, શ્રોતા સાંભળો રે;
જાણે રૂપે બીજા કામ, ભક્તિ ભાવે ભળો રે. ૨

મદન મહેતા વૈષ્ણવ એક[5], શ્રોતા સાંભળો રે;
જોડે શોભે નૃસિંહ ઉદ્દામ[6], ભક્તિ ભાવે ભળો રે. ૩

બેઠા ગાજા વેહેવાઈ સાથ, શ્રોતા સાંભળો રે;
કરતા મધુપર્ક[7] તે ઠામ, ભક્તિ ભાવે ભળો રે. ૪

વાજીંત્ર વાગે છે અતિઘણાં, શ્રોતા સાંભળો રે;
તેનો કોઈ નવ પામે પાર, ભક્તિ ભાવે ભળો રે. ૫

મહેતા મન માંહે ગભરાય, શ્રોતા સાંભળો રે;
શે જનમાં આ સંગાર? ભક્તિ ભાવે ભળો રે. ૬

૧ અર્થાત્ સુખ. ૨ ધૂન—ધામ—ધમાલ. ૩ પ્રેમાનંદ કહે છે કે એમ પણ સેવાય અને પ્રેમાનંદ પ્રભુ ભક્ત છે તેને દુભવવાથી એમ પણ સેવાય. ૪ ભક્તિ ભાવમાં. ૫ એક્કા—અદ્વિતીય. ૬ સ્વતંત્ર—ગંભીર. ૭ પંચ દ્રવ્યવાળી કાંસાની થાળી યજમાન આપે છે તે.

મારા હરિને પડે છે દુઃખ[1], શ્રોતા સાંભળો રે;
હું તો જાણું ન કાંઇએ પેર, ભક્તિ ભાવે ભળો રે. ૭

કાંસીજોડાં વજાડું તાલ, શ્રોતા સાંભળો રે;
બેઠા બેઠા ભજું હું ઘેર, ભક્તિ ભાવે ભળો રે. ૮

એવી અંતર કેરી વાત, શ્રોતા સાંભળો રે;
અંતરજામી[2] લહ્યા તત્કાળ, ભક્તિ ભાવે ભળો રે. ૯

લહ્યા પલવટ[3] વાળી ત્યાંય, શ્રોતા સાંભળો રે;
જે ત્રિભુવનનો પ્રતિપાળ, ભક્તિ ભાવે ભળો રે. ૧૦

આવી બેઠા મેહેતા પાસ, શ્રોતા સાંભળો રે;
જેને દીઠે જાય સંતાપ, ભક્તિ ભાવે ભળો રે. ૧૧

થેઇ થેઇકાર નૃત્ય ત્યાં થાય, શ્રોતા સાંભળો રે;
સુણતા નાસે સહુ પાપ, ભક્તિ ભાવે ભળો રે. ૧૨

દીક્ષિતજી ભણતા મંત્ર, શ્રોતા સાંભળો રે;
મદન[4] ધો કન્યાદાન, ભક્તિ ભાવે ભળો રે. ૧૩

નાચો નવ આવે ફરી લાગ, શ્રોતા સાંભળો રે;
પામે નટવર[5] બેઠા નિદાન, ભક્તિ ભાવે ભળો રે. ૧૪

લાવો કુમકુમ દુર્વા આજ, શ્રોતા સાંભળો રે;
શ્રીફળ ફોફળ તાંદુલ સાથ, ભક્તિ ભાવે ભળો રે. ૧૫

જળપાત્રી કનકના પાત્ર, શ્રોતા સાંભળો રે;
બચીબાઇ લાવ્યાં ઝાલી હાથ, ભક્તિ ભાવે ભળો રે. ૧૬

વેદ મંત્રના થાય ઉચ્ચાર, શ્રોતા સાંભળો રે;
દીક્ષિતજી મંગળ[6] ગાય, ભક્તિ ભાવે ભળો રે. ૧૭

પીન્ડ બ્રાહ્મણ ભણતા વેદ, શ્રોતા સાંભળો રે;
કાને પડયું નવ સંભળાય, ભક્તિ ભાવે ભળો રે ૧૮

---

૧ પીડા-શ્રમ. ૨ શ્રીહરિ-કૃષ્ણ. ૩ ગાઠ-કેડ બાંધીને ૪ દીક્ષિત મદનને કહે છે કે કન્યા દાન આપો ૫ નટવર—કૃષ્ણ ૬ મંગલાષ્ટક લગ્ન વખતે બોલવામાં આવે છે તે.

મદન નૃસિંહ પૂજે દેવ, શ્રોતા સાંભળો રે;
જેનાં નિર્મળ અંતઃ કર્ણ, ભક્તિ ભાવે ભળો રે. ૧૯

સમર્પયામિ[1] વદના ભૂદેવ, શ્રોતા સાંભળો રે;
મેહેતા જોતા અશરણશર્ણ, ભક્તિ ભાવે ભળો રે. ૨૦

મનથી પૂજે નટવર[2] નાથ, શ્રોતા સાંભળો રે;
તુજને (આ) પહોચે મુજ સેવ, ભક્તિ ભાવે ભળો રે. ૨૧

દઢ નિશ્ચય એવો હોય, શ્રોતા સાંભળો રે;
(તેને) મૂકે ન વિષ્ણુ અવશ્યમેવ[3], ભક્તિ ભાવે ભળો રે. ૨૨

પછે કીધી છે કર-અંજલિ[4], શ્રોતા સાંભળો રે;
કહે "મદન મેહેતા સુખધામ; ભક્તિ ભાવે ભળો રે. ૨૩

આપું હું તમને કન્યાદાન, શ્રોતા સાંભળો રે;
શ્યામળશા છો રૂપના ધામ. ભક્તિ ભાવે ભળો રે. ૨૪

શ્યામળે કર કીધો આગળે, શ્રોતા સાંભળો રે;
જાણે અંબુજ[5] ખીલ્યું મહારાજ, ભક્તિ ભાવે ભળો રે. ૨૫

કમળીએ કોમળ કર કાઢિયો, શ્રોતા સાંભળો રે;
શોભે અંબુજે અંબુજ રાજ[6], ભક્તિ ભાવે ભળો રે. ૨૬

મદન મન આનંદ ઉદધિ[7], શ્રોતા સાંભળો રે;
આપે કર્ણ સમો થઇ દાન, ભક્તિ ભાવે ભળો રે ૨૭

લીજે લીજે મુજ જામાતા જી, શ્રોતા સાંભળો રે;
બોલ્યા મદન હ્રુદે ધરી જ્ઞાન. ભક્તિ ભાવે ભળો રે: ૨૮

---

૧ મેહેતા સમર્પયામિ કહેતા જાય છે ને અશરણશર્ણ—કૃષ્ણ સામે જોતા જાય છે મતલબ કે આ પૂજન હું તનેજ અર્પણ કરૂં છું. ૨ નાથ-કૃષ્ણનું વિશેષણ. ૩ નક્કી. ૪ હથેળીમાં ખાડો પાડી ખોબો કરવો તે. ૫ કમળ. ૬ અંબુજરાજ—મોટું કમળ. મોટા કમળથી જાણે નાનું કમળ શોભતું હોય એવો ભાવ છે અથવા અંબુજરાજ—સૂર્યથી જેતું કમળ ખીલે તેનું શામળના હસ્ત રૂપી સૂર્યથી કમળીના હસ્ત રૂપી કમળ ખીલી—શોભી રહ્યું હતું. ૭ સમુદ્ર.

બચીબાઈએ જળ ઝારી ભરી, શ્રોતા સાંભળો રે;
દીધું મર્દન કરે ત્યાં જળ, ભક્તિ ભાવે ભળો રે. ૨૯

અર્પિયું જળ શ્યામળરાય, શ્રોતા સાંભળો રે;
અનંદ ઉભરાયે પળ પળ, ભક્તિ ભાવે ભળો રે. ૩૦

શ્યામળિયો કરે જેની સાંય, શ્રોતા સાંભળો રે;
આનંદ મૂર્તિ શ્રી મહારાજ, ભક્તિ ભાવે ભળો રે ૩૧

ભાગ્ય સૂર્ય ઉદય મેહેતા તણો, શ્રોતા સાંભળો રે;
કરે શ્રીહરિ ઘરનું કાજ, ભક્તિ ભાવે ભળો રે. ૩૨

વેંહેચે કોફળ સહુને નિકમો, શ્રોતા સાંભળો રે;
દે છે પોરે પોરે જદુરાય, ભક્તિ ભાવે ભળો રે. ૩૩

બચીબાઈને પાચ પોપો ભરી, શ્રોતા સાંભળો રે;
કહે છે તમ મન માન્યું થાય, ભક્તિ ભાવે ભળો રે ૩૪

બચી બાઈ બચ બચ બોલિયાં, શ્રોતા સાંભળો રે;
તમ જેવા ચતુર સુજાણ, ભક્તિ ભાવે ભળો રે. ૩૫

નૃસિંહને વાણોતર મળ્યા, શ્રોતા સાંભળો રે;
માટે લીધું અમે ઘણું લાંણુ, ભક્તિ ભાવે ભળો રે. ૩૬

બચીબાઈ ક્યાં થકી ઓળખે, શ્રોતા સાંભળો રે;
પતિને જે પીડનાર, ભક્તિ ભાવે ભળો રે. ૩૭

તેથી જાણ્યા વાણોતર હરિ, શ્રોતા સાંભળો રે:
એવી નાગર નારી ગમાર, ભક્તિ ભાવે ભળો રે. ૩૮

જે ધન[1] લોભી હોય નારીઓ, શ્રોતા સાભળો રે;
ધન જોઇ[2] સંતુષ્ટ થાય, ભક્તિ ભાવે ભળો રે. ૪૧

નવ જુએ ગુણરૂપ ચાતુરી, શ્રોતા સાભળો રે,
અજ્ઞાન અર્બુદ અથડાય, ભક્તિ ભાવે ભળો રે. ૪૨

એવી નાગરીઓ દીઠી ઘણી, શ્રોતા સાભળો રે,
દુષ્ટ નાગર કહે રૂપ રસાળ, ભક્તિ ભાવે ભળો રે. ૪૩

સુખ સ્વપ્નમા તે પામે નહિ, શ્રોતા સાભળો રે;
ફૂટ્યાં જેનાં બ્રહ્મ કપાળ[1], ભક્તિ ભાવે ભળો રે ૪૪

ભક્તપર નહિ જેની ભાવના શ્રોતા સાભળો રે;
તે નારીને છે ધિક્કાર, ભક્તિ ભાવે ભળો રે. ૪૫

નૃસિંહની કરે જે હેલના[2], શ્રોતા સાભળો રે;
નહિ હરિ દર્શન અધિકાર, ભક્તિ ભાવે ભળો રે. ૪૬

મદન લોણો ભક્તરાજ છે, શ્રોતા સાભળો રે;
મનમાંહે સમજે સર્વ ભક્તિ ભાવે ભળો રે. ૪૭

પ્રભુ કૃપાએ નૃસિંહ તર[3], શ્રોતા સાંભળો રે;
મનથી રહેતો તજી ગર્વ, ભક્તિ ભાવે ભળો રે ૪૮

નારાયણ નૃસિંહ એક છે, શ્રોતા સાભળો રે,
એમ મંત્રી જાણે મન સાથ, ભક્તિ ભાવે ભળો રે. ૪૯

ત્રિકમ સમ તેથી ગણે શ્રોતા સાભળો રે;
રહેતો જોડીને બે હાથ, ભક્તિ ભાવે ભળો રે ૫૦

હીરે હીરે આપજ ચઢે શ્રોતા સાંભળો રે;
ભક્તને ઓળખે ભક્તરાજ, ભાવે ભળો રે. ૫૧

મદન મનમા રાજી થયા, શ્રોતા સાભળો રે;
ધાર્યું સરિયા સઘળા કાજ, ભક્તિ ભક્તિ ભાવે ભળો રે. ૫૨

---

૧ નસીબ ૨ તિરસ્કાર—અવગણના ૩ ઇશ્વર સહાયે છે માટે નૃસિંહ તરે—નૃસિંહની આબરૂ રહે છે.

મહને દાન જે જે આપિયા, શ્રોતા સાંભળો રે;
વદતા નવ આવે છેક[1], ભક્તિ ભાવે ભળો રે. ૫૩

વર્ણન નવ થાય હું થકી, શ્રોતા સાંભળો રે;
રસના નારી છે એક, ભક્તિ ભાવે ભળો રે. ૫૪

વલણ.

રસના મારે એક છે, શી રીતે વર્ણન કરૂં રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણુ, ધ્યાન હરિકેરૂં ધરૂં રે. ૫૫

## કડવું ૪૧ મું

## રાગ ચોપાઇની દેશી.

મંગળ ફેરા ત્યાં તો ફરાય રે, મળી માનુની મંગળ ગાય રે;
મહન મહેતાને હરખ ન માય રે, વિરાજે છે શ્રી કરીરાય રે. ૧

પહેલું મંગળ જ્યાં વરતાય રે, સવચ્છી ધેનું[2] દાન અપાય રે;
બીજે મંગળે ત્યાં સારે રે, આપ્યાં પાખરિયાં તોખાર[3] રે ૨

ત્રીજે મંગળે રથ અપાર રે, આપે મંત્રી થઇને ઉદાર રે;
ચોથે ધન સહિત ભંડાર રે, આપી કીધો છે નમસ્કાર રે. ૩

પછે બોલિયા મહન વાણી રે, સંપુટ[4] કરી બેઉ પાણિ[5] રે;
ભક્તરાજ નૃસિંહ છો મોટા રે, નથી જગમાં તમારા જોટા રે. ૪

નિર્મળ રાખજો અંતઃકર્ણ રે, મારે તો તમે અશરણશર્ણ[6] રે;
તમે ભૂધરને મન ભાવો રે, માટે લીધો લાખેણો લાવો રે. ૫

તમને પ્રભુ પ્રસન્ન પ્રત્યક્ષ રે, દીઠું મેં તો ચક્ષોચક્ષ રે;
મારા ઉપર કરૂણા કીજે રે, જેમ તેમ નભાવી લીજે રે. ૬

તમો[7] નાગર ન્યાતે અવતરિયા રે, દુષ્ટ તો પણ નાગર તરિયા રે;
તમને દુષ્ટ નાગર દુઃખ દે છે ર, ઢોર ચોર કઠોર વદે છે રે. ૭

---

૧ પાર—અંત ૨ વાછડીવાળી ગાય. ૩ ઘોડી. ૪ જોડીને. ૫ હાથ. ૬ નિરાધારના આધારરૂપ ઈશ્વર. ૭ તમારો જન્મ નાગર ન્યાતમાં થયો છે તેથી દુષ્ટ છતા પણ નાગર તરી ગયા છે. એ દુષ્ટ નાગરો તમને કનડે છે તો પણ ( જુઓ આગલી કડી ).

તદપિ નથી કોઈને ધરતા રે, સંત શિરોમણી ધાગે વગતા રે;
મારા મનમાં હુતુ જેવું રે, શ્રી હરિએ મેળવ્યું તેવું રે ૮

દીક્ષિતજી જેવા દક્ષ[1] રે, તેણે કીધી તમારી પક્ષ રે
ત્યારે બોલ્યા દીક્ષિત વાણી રે, આજ પ્રસન્ન થયો મમ પ્રાણી રે ૯

મુજને મળિયા શ્રી રણછોડ રે, નિશ્ચે પૂરે તમારા કોડ રે;
એવો આશિર્વાદ અમારો રે, નવ રાખો કો વાતે ઉધારો રે ૧૦

કરો નિશદિન હરિની સેવા રે, પામશો તમો મીઠા મેવા રે;
શોભે ભક્તે ભક્તની જોડી રે, (જાણે) આવ્યા અશ્વિની કુમાર[2] દોડી રે. ૧૧

કલ્યાણ થાશેજી તમારૂં રે, એવું બોલ્યા દીક્ષિત વારૂં રે;
કન્યા પક્ષની કામિની, કહાવે રે, ગાય ગીત ફરી હાવ ભાવે રે. ૧૨

વર પક્ષની જે જાનંદરણી રે, વળી વળી ગાય છે નરણી રે.

### વલણ

વળી વળી ગાયે વરણી બાળા, સુંદરીઓનો સમાજ રે,
જન પ્રેમાનંદ ગુણ ગણ ગાતા, હરિવર રાખો લાજ રે ૧૩

### કડવું ૪૨ સું.

### રાગ બિભાસ.

વરકન્યા જમે છે કંસાર, નરખે હરખે સહુ નરનાર;
નાચીબાઈ ગીતાં ગાય, અંગ માંહે ઉલટ ન માય ૧

છોરા તું તો કાળો (મે) ના કળિયો, છોરા તું તો શિંગોમા રો શળિયો !
છોરા મારા દીક્ષિત ભોળા રે ઈ[3], છોરા કીધી કન્યાની સગાઇ. ૨

છોરા હું તો કેવળ ભોળી બાળી, આપી તુને કમળા ગજગી રૂપાળી;
છોરા તારા બાપે નામજ કાઢયું, છાપાં તિલક ધરી નાક વાઢયું ! ૩

---

૧ ચતુર ૨ અશ્વિની કુમાર જેવા મદન ને નૃસિંહ મેહેતા શોભે છે. ( ઉપમા ) ૩

છોરા માણેક કુંવર[1] માડી તારી, નરસૈંયાને ન દે શીખામણ સારી;
નિશ દિન તાલ કાંસી વજાડે, મંત્રી મહેતાને એ તો લજાડે. ૪

છોરા તારી બેનની કુંવરબાઈ, ગૈસાડયો કંઠ ગાઈ ગાઈ,
છોરા તારી માડી શું ગીત ગાય, અહોનિશ રહેતી સેવા માંય. ૫

છોરા તારી શિવલક્ષ્મી[2] કાકી રૂપાળી, તારી માડીને સમજણ આલી;
છોરા રૂપકુંવર[3] રૂપનું ધામ, જાણે નહિ ઘર ધંધાનું કામ ૬

છોરા તારી કૃષ્ણાકુમારી[4] કાકી, જાણે હીંડે છે થાકી પાકી,
છોરા તારા નટવર નાગર[5] કાકા, તેમને મોઢે પડે છે ફાંકા! ૭

છોરા રતિલાલ[6] રૂમઝુમ કરતા, રહેતા આંહિ તાંહિ ફરતા;
છોરા સારાભાઈ[7] અકલના છે સારા, સલાહ પૂછે છે લઈ જઈ ન્યારા ૮

છોરા તારો વેણીલાલ[8] (છે) કાકો, હીંડે છે આંખો કાઢી વાંકો ચાંકો;
છોરા દીનમણિ[9] ને શીદ આણ્યો, છોરા કોઈક દિસે છે અણુયો તાણ્યો ૯

કનૈયાલાલ[10] કમરકશી પૂરા, દિસે જાણે સેવા કરવામાં શૂરા;
છોરા તારો ત્રિકમરાય[11] જે કાવે, તારે કાજે કોરીઓ[11] લાવે ૧૦

છોરા મણિરાય[12] મુત્સદ્દી મોટા, તેનો કોઈએ ના દીઠા જોટા;
છોરા લખે લેખું ઉંધું ભાળી, રખે કોઈ જાતું કોડી ઘાલી! ૧૧

છોરા કાન્તિલાલ[14] આઘા પાછા થાય, રખે જાનમાં કો ઢુભાય;
છોરા કમર બાંધી ધસતા આવે, તેને તારો કાળો કાકો[15] બોલાવે. ૧૨

છોરા તારા બાપને ચિંતા શાની, વેરાગીમાં ગાય તાણી તાણી;
છોરો તું તો કરગરિયો સાત વાર, કમળાગવરી પાર્યો તે વાર! ૧૩

વરપક્ષની જે જાતરણી, ગીતાં ગાય છે વરણી વરણી;
છોરી તારી માડી ગિગે શળેલી, દીસે એ તો જનમારાની બળેલી. ૧૪

છોરી એણે દીક્ષિત દશ ન જાણ્યા, છોરી એણે લપકા આકેરા તાણ્યા;
છોરી બચીબાઈ નાગરની બિચારી[16], વેઢ વેઠે જાય છે લચી! ૧૫

---

૧ લાજ ઉપજાવે. ૨ લક્ષ્મી (જુઓ સાહિત્ય અંક ૧૧ પૃષ્ઠ પ૨૮ શામળશાના વિવાહનું પૃષ્ઠ ૮૮.) ૩ રતિ. ૪ કૃષ્ણા—દ્રૌપદી ૫ કૃષ્ણ. ૬ રતિપતિ—કામ પ્રદ્યુમ્ન ૭ ધર્મ. ૮ વૃકોદર—ભીમસેન ૯ સહદેવ ૧૦ સાત્યકિ. ૧૧ ઉદ્ધવ. ૧૨ જૂનાગઢમાં ચાલતું રૂપા નાણું. ૧૩ અક્રૂર. ૧૪ ધનજય—અર્જુન ૧૫ કૃષ્ણ ૧૬ કન્યા—દિકરી.

છોરી એવું હૃદય છે ધીટ પાષાણ, માર્યા મદનને વાક્બાણ;[1]
છોરી દુષ્ટ નાગર પડિયા પૂઠ, વિના ફોક કરવા બોલ્યા જૂઠ. ૧૬

છોરી તારી બચીબાઈ માડી, હીસે જેમ ભમરીએ[2] ભમાડી;
છોરી તારા બાપનું દિલ દરિયાવ,[3] છોરી તેં લીધો લાખેણો લાવ ૧૭

છોરી તેં કાગળ લખી શું કીધું, છોરી શ્યામળશાનું ચિત્ત ચોરી લીધું;
છોરી તારો મામો કપટીલાલ, જાણે કંગાલનો એ કંગાલ. ૧૮

છોરી તારી મામી મીઠા બોલી, છોરી કપટીલાલે ખૂબ છોલી;
છોરી તારી માડીએ આડચો[4] લીધી, છોરી તોય મદને કન્યા દીધી. ૧૯

છોરી દુષ્ટ નાગરે દુઃખ દીધું, છોરી અહીં કાગળ લખી શું કીધું;
છોરી જેને મોટા કેરી સહાય, તેને શું કરે નાગર અન્યાય. ૨૦

છોરી કપટીલાલ જૂનાગઢ આવ્યો, તેને મારા નટવર નાગરે સમજાવ્યો;
છોરી દુષ્ટ નાગરે ઘસીઆ હાથ, છોરી તું તો પરણી શામળશા સાથ. ૨૧

રાગ ફેર

વરકન્યા કંસાર જમે, બચીબાઈની દાઢે ગમે;
બચી કહે ઉંદરડી થઉં, પાટલા તળે પેશી જઉં;
હોળીઓ કંસાર આપે ખઉં, નહિ તો આશા મૂકી દઉં. ૨૨

વરકન્યા કંસાર જમે, કપટીલાલની દાઢે ગમે;
કપટી કહે ઉંદરડો થઉં, પાટલા તળે પેશી જઉં;
હોળીઓ કંસાર આપે ખઉં, નહિ તો આશા મૂકી દઉં. ૨૩

વલણ.

આશા મૂકી ઘેર જઇએ, અબળા આનંદે ગાય રે;
મદનને ત્યાં જાન સકળને, પેહેરામણી શી થાય રે. ૨૪

## કડવું ૪૩ મું.

રાગ સામેરી.

વેણીલલ[5] કહે આપો પેરામણી, મન ગમતી તમે આજ, મંત્રી;
ભક્ત શિરોમણિ નૃસિંહ મેહેતા, માગે મૂકી લાજ, મંત્રી. ૧

---

૧ મેહેણા. ૨ ચકરીએ ૩ મોટુ દરિયા જેવુ. ૪ આડપણુ. ૫ વૃકોદર-ભીમસેન

કૃષ્ણાકુમારી[1] વરની કાકી, સતી જગ વિખ્યાત, મંત્રી;
આપો પટોલી એમ ધરીને, જેમા જુજવી[2] ભાત, મંત્રી. ૨

રૂપકુંવર[3] રૂપે રતિ સમ છે, જોતાં સહુ દુઃખ જાય, મંત્રી;
સાડી સોળ પટાની આપો, જેથી મન હરખાય, મંત્રી. ૩

શિવલક્ષ્મી[4] સહુથી છે મોટાં, નટવર નાગર[5] નાથ, મંત્રી;
સોળે શૃંગાર આપો કરીને, જોડી બન્ને હાથ, મંત્રી. ૪

કુંવરબાઇ કોડે ભરી છે, તેના પૂરો કોડ, મંત્રી;
ચંદનહાર આપો ચિંતવીને,[6] જેની નહીજી જોડ, મંત્રી. ૫

માણેકકુંવર વરની માડી, સતી શિરોમણી જેહ, મંત્રી;
મોતીમાળ મનોહર આપો, શોભે તમને તેહ, મંત્રી ૬

મણિરાયને[7] મોળિયું મોટું, માથે બાંધે જેહ, મંત્રી;
સુવર્ણમાળા કંઠે આરોપો, જેથી શોભે દેહ, મંત્રી. ૭

ત્રિકમરાયની[8] ત્રેવડ[9] કરતાં, ઉલ્હાદ આણો મન, મંત્રી;
જરકશી જામા પાઘ સોનેરી, આપો ઝાઝું ધન, મંત્રી. ૮

કનૈયાલાલને કલકી[10] ઘોડો, જોડો બીજો ન હોય, મંત્રી;
શૃંગાર સાથે આપો તમે તો, તમ સામું તે જોય, મંત્રી. ૯

નટવરલાલની[11] કોમળ કાયા, ધારે ધનુષ્ય ને બાણ, મંત્રી;
સોનાકેરૂં ધનુષ્ય છે તે, આપી કરોની પ્રમાણ, મંત્રી. ૧૦

દિનમણિને[12] દોરંગ[13] ઘોડા, શિબિકા[14] એક સાર, મંત્રી;
નવગ્રહનું નવઘરૂં[15] આપો, રીઝે અપરમપાર, મંત્રી. ૧૧

---

૧ કૃષ્ણા–દ્રૌપદી. ૨ જૂદા જૂદા પ્રકારની. ૩ રતિ. ૪ લક્ષ્મીજી. ૫ કૃષ્ણ–વિષ્ણુ. ૬ વિચાર કરીને–ઇચ્છા કરીને. ૭ અક્રૂર. ૮ ઉદ્ધવ ૯ ગોઠવણ ૧૦ કનૈયાલાલ–સાત્યકિને, ભુટ્ટાવાળો–ચિન્હવાળો. ઘોડાની એક ઉંચી જાત ૧૧ નકુલ ૧૨ સહદેવ ૧૩ બમણા–બેવડા ૧૪ પાલખી. ૧૫ સૂર્ય, ચંદ્ર, મંગળ, બૃહસ્પતિ, શુક્ર, શનિ, રાહુ અને કેતુ એવા નવગ્રહ હોય છે તેનાં દરેકનાં નંગ હોય છે જેમકે સૂર્યનું માણેક, ચન્દ્રનું મોતી, બૃહસ્પતિનું પોખરાજ, શુક્રનો હીરા ઇ૦ એવાં નવે ગ્રહનાં નવ નંગ એક જગોએ જડાવી બનાવે છે તેને–નવ ઘરૂં કહે છે, અને તે પહોંચીની માફક કાંડે પહેરાય છે.

કાન્તીલાલને[1] કહાં, સોઇએ, હસ્તિ અને તોખાર, મંત્રી;
થોડે મન નહિ માને એનું, સાચું કહેતાં શો ખાર, મંત્રી. ૧૨

વેણીલાલ[2] હું પોતે કહાવું, સારાભાઈનો ભ્રાત, મંત્રી;
સોના કેરી ગદા આપો તો, થાય તમારી ખ્યાત, મંત્રી. ૧૩

સારાભાઇ[3] સુંદર જે છે, કદી ન જોડે હાથ, મંત્રી;
મદગળતા માતંગો આપો, જુએ સઘળો સાથ, મંત્રી. ૧૪

રતિલાલ[4] રતિપતિ જેવા, આપો ઝાઝું માન, મંત્રી;
હસ્તિ, રથ ને ઘોડા આપો, પોતે છે ગુણવાન, મંત્રી. ૧૫

નટવર નાગર[5] નરસૈંયાના, મોટા બંધુ જેહ, મંત્રી;
પ્રાણ સંઘાતે તન મન ધનથી, આપો તમારી દેહ, [6]મંત્રી. ૧૬

વરના મામા મોટા જે છે, તેનું મનાવો મન, મંત્રી;
પાંચસેં મોર સોનાની આપો, વળી ઝાઝેરું ધન, મંત્રી. ૧૭

નૃસિંહ મેહેતા ભક્ત ભલા છે, ધરે તિલક ને માળ, મંત્રી;
સોનેરી તિલક મોતીમાળા, હીરાની કરતાળ, મંત્રી. ૧૮

શામળશા જામાત તમારા, મનાવી લ્યોની આજ, મંત્રી;
જે જે માગે તે આપીને, કરી લ્યો તમ કાજ, મંત્રી. ૧૯

### વલણ.

કાજ કરી લ્યો આજ મંત્રી, બોલ્યા વેણીલાલ રે;
ભક્તિ કરતાં ભગવંત કેરી, ત્રાસે કાળ[7] કરાળ[8] રે. ૨૦

## કડવું ૪૪ મું.

### રાગ મેવાડો.

ભક્તિ ત્રાસે કાળ કરાળ, પેરામણી કીધી છે રસાળ;
મદને સંતોષ્યા શામળ સહી, આવી વૃદ્ધને નમિયા તહીં.

૧ ધનંજય—અર્જુન. ૨. વૃકોદર—ભીમ. ૩ યુધિષ્ઠિર—ધર્મરાજ. ૪ પ્રદ્યુમ્ન. ૫ કૃષ્ણ. ૬ ભીમસેન પેહેરામણી અપાવનાં જેને તેને નાગરી ધર્મમાં ઓળખાવે છે. ૭ મૃત્યુ—આપત્તિ—સંકટ. ૮ ભયંકર—વિકટ.

ભોજન ભાત ભાતનાં થાય, જાન માહે, કો ન દુભાય;
વેણીલાલ[1] આરોગું ખાય, બચીબાઈ બહુ ગભરાય. ૨

રખે ખૂટે પકવાન્ન મારૂં, સ્વામીને જઈને વિચારૂં;
સ્વામી! વેણીલાલ અવિચારી, એનું ઉદર મોટું અતિ આહારી[2]. ૩

મુજને મનમાં ભય અતિ વ્યાપે, રખે ખૂટે કહું જે અમાપે;[3]
જાનમાં જન આવ્યા છે ઝાઝા, રખે લોપે આપણી માઝા[4] ૪

મદને બચીબાઈ સમજાવી, તુંને ઘેલી કોણે ભમાવી;
નૃસિંહ જેવા છે વેવાઈ, તમે રાખો ન એથી જુદાઈ. ૫

એણે વચન મુજને દીધું, માટે શાન્ત હૃદે અમે કીધું;
નહિ આવે ઉણપ[5] કો વાતે, એવું બોલ્યા છે જાતે જાતે. ૬

માટે ચિંતા મનની ટાળો, તમો આનંદે મહિલા મહાલો;
શીખ દીધી મદને જે વારે, બચીબાઈ ચાલ્યાં તે વારે. ૭

એમ આનંદમાં દિન જાય, નૃસિંહને ચિંતા થાય;
જુનાગઢ જો સઘ જવાય, આ ભક્તિવિઘ્ન દૂર પળાય. ૮

તદપિ મદને રાખ્યા દિન સાત, નાટારંગ[6] થાયે દિન રાત;
દાઝે હૃદય દુષ્ટ નાગરનું, અગ્નિ ઉપર બિંદુ સાગરનું[7]. ૯

નૃસિંહ સુખે દુઃખને ધરતા, તેને કેમ કહેવાય વરતા[8];
દુષ્ટ નાગરી તે પણ તેવી, દીસે ઉપરથી દૂધ જેવી[9]. ૧૦

મદન જાનને આપે વિદાય, નગરવાસી પૂંઠે ધાય;
શોભા તેની ન જાયે વરણી, કમળાગવરી ચાલ્યાં પરણી. ૧૧

ભાગોળે ભીડ ન માય, મેહેતા સહુને આપે વિદાય;
પુરપતિ[10] દીક્ષિત પ્રધાન, અન્ય જન જે હુતા મહાન. ૧૨

બચીબાઈ સાવિત્રી[11] સાર, ચાર જોજન ગયાં નિરધાર;
ઉભાં રહ્યાં છે સહુ તે ઠામ, મદન પુત્રીને વદતા આમ. ૧૩

---

૧ ભીમ. ૨. અહારી–ખાનારો. ૩ પુષ્કળ ૪ મર્યાદા ૫ ઓછાપણું. ૬ નાટક, નૃત્ય વગેરે. ૭ દેવતા ઉપર જેમ ખારા પાણીનું ટીપું ચચણે તેમ ૮ શ્રેષ્ઠ. ૯ ઉપર ઉપરથી ઉજળી લાગે. ૧૦ વડનગરનો રાજા. ૧૧ કમળાગવરીની સખી અને દીક્ષિતની પુત્રી.

કમળા ગવરી બેની કહાવો, તમો સાસરિયે સિધાવો;
સાસુ સસરાની કરજો સેવા, જાણજો જોગેશ્વર[1] જેવા. ૧૪

કોઇ દીન ન બોલો જૂઠ, નણદીની ન જોવી પૂઠ;
નણદી કુંવરબાઇ કાલી, તેના સાથે તુંને ગમે બાળી. ૧૫

જીજી કહીને ઉત્તર દેવા, કટુ શબ્દ કોને નવ કહેવા;
પતિ જે જે આજ્ઞા આપે, તેને કો દી તું ના ઉથાપે. ૧૬

પતિ પરમેશ્વર સમ જાણો, કદિ હોય લુલો કે કાણો;
પતિ પહેલાં ઉઠવું બાઇ, તે તો આપણા કુળની સવાઇ. ૧૭

પતિ પોઢયા પૂઠે પોઢીએ, પતિના દુર્ગુણ ન બોલીએ;
પતિને જે રૂચે શૃંગાર, તે ધરવા સ્રીનો અધિકાર. ૧૮

પતિને ન રૂચે શૃંગાર, તેના સામું ન જોવું લગાર;
પતિના મિત્રોની સાથ, એકાંતે ન કરવી ગાથ[2]. ૧૯

પતિ આજ્ઞા કરતા પેહેલાં, સેવામાં જાવું વહેલાં વહેલાં;
પતિના અંગનાં સહુ કામ, જાતે કરવાં આઠે જામ. ૨૦

પતિ બાહારથી આવે જ્યારે, સતી સ્રી સામી આવે ત્યારે;
ઉતારી તે વસ્રાલંકાર, મીઠું બોલી કરે સત્કાર. ૨૧

લાવી મૂકે સીતળ જળ, શાન્તિ થાયે જેથી પળપળ;
સતી પતિની કરે સેવ, પૂજે નહિ અન્ય દેવી દેવ. ૨૨

પતિને જે પર હોય પ્રેમ, તેશું સતી સ્રી રાખે તેમ;
પરઘેર સતી નવ જાય. ઘેર આવ્યો અતિથિ[3] પૂજાય. ૨૩

પતિ તારો છે ભક્તનો તન, તારે ભક્તિ પર રાખવું મન;
તારો પિતા હું છું મદન, મુને વાહાલા નંદનંદન. ૨૪

માટે ભક્તિ ભાવેથી કરજો, મારા કુળની લજ્જા ધરજો;
માયા[4] વિત્ત[5] ચિત્તથી[6] પરહરજો, ભક્તિએ બેની તમો તરજો. ૨૫

---

૧ શંકર. ૨ વાત-ગોષ્ટી. ૩ અભ્યાગત. ૪ મોહ. ૫ લક્ષ્મી. ૬ મનથી.

રખે દુભો નૃસિંહ સાધ, સાસુનો ન કરવો અપરાધ;
પ્રભુ જેમ રાખે તેમ રેવું, નિશદિન નામ હરિનું લેવું. ૨૬

એવે બચીબાઇ આવ્યાં, બચ્ચ બચ્ચ બોલતાં ફાવ્યાં;
રહો આઘા તમે ઘણું ડાહ્યા, એમ કહીને મંત્રી સાહ્યા. ૨૭

કમળા ગવરીને શી શીખ દેવી, મારી લાડકવાઇ ન એવી;
નાગરી ન્યાતે જન્મી દીકરી, માટે નાગરની રીત ખરી. ૨૮

કોણ દેવાનું હતું કન્યા, આ તો થયો છે મોટો અન્યા;
નાગરની રીતે ચાલવું, કો વાતે ન નમ્યું આલવું. ૨૯

કમળા ગવરી કે' માડી મોટાં, તમને કેમ કે'વાયે ખોટાં;
મારા પિતા છે સમજુ અપાર, જાણે શાસ્ત્ર સકળનો સાર. ૩૦

મારી માડી એવું નવ બોલો, તોલ સારા નરસાનો તોલો;
બચી કહે બાપ જેવી બેટી, મુજથી રહેતી ખેટી ખેટી[1]. ૩૧

ભલે બાપ કહે તેમ કરજો, બેની વેહેલાં પાછાં ફરજો;
એવું વદીને મરડયું મુખ, નાગરી નારીનું જુઓ સુખ. ૩૨

સાવિત્રીને સાને સમજાવી, તે તો ઝટપટ પાસે આવી;
બેની તું સાસરિયે જાય, તારા વિના હુંને ન સોહાય. ૩૩

બેની આશું હું શું ભાખું, ચતુર શિરોમણિને[2] શું દાખું;
જળ મીનને જેવી પ્રીત, તેવું રાખજો મુજશું ચિત્ત. ૩૪

ભેટી બન્ને સહિયર સાથે, વળગી રહી બાથો બાથે;
વરસે અશ્રુતણો વરસાદ, લાગ્યો હોય જેમ મેઘને વાદ. ૩૫

બેની વેહેલાં વેહેલાં આવશું, તમને મળવાને તેડાવશું;
એવું કહીને કરી ઉફરાંટી[3], છોડી પડી હતી જે આંટી. ૩૬

મંડળિકને નરવર નાથ, પાછો વાળે છે સહુ સાથ;
પુરપતિ અન્યો અન્ય મળિયા, દંપતી[4] જઇ પાગે પડિયાં. ૩૭

---

૧. દુર. ( મતમાં ભળતી નથી માટે. ) ૨ ચતુરાઇમાં શ્રેષ્ઠ. ૩ દૂર. ૪ વરકન્યા.

'નૃસિંહે આશિર્વાદ દીધો,' વડનગરપતિએ પ્રમાણુ કીધો;
મળ્યા' વેવાઇએ' વેવાઇ, એવે આવ્યા દીક્ષિત રાઇ. ૩૮

'ઝાલી મદન કેરો હાથ, બોલ્યા નૃસિંહ મેહેતા સાથ;
આ મદન ભકત છે મોટા, નથી તમારા તેના જોટા. ૩૯

અમ પર થાઓ પ્રભુ પરસંન, કરાવો પ્રભુનાં દરશન;
જેણે ભવની ભાવટ[1] જાય, તમ પુણ્યે પાપ ધોવાય. ૪૦

માયા લેપ'જેને' નવ કરે,[2] તમ ઘેર તે 'પાણી ભરે;
તમો ભકતશિરોમણિ સાધ, ક્ષમા કરજો અમ અપરાધ. ૪૧

મેહેતે શીખ બન્નેને દીધી, તમને દર્શનની કહું વિધિ;
રખે પ્રગટ કરો આ સ્થાન, ગુપ્ત રાખજો મનમાં ધ્યાન. ૪૨

જે છે સચરાચરમાં[3] વ્યાપી, જેણે પૃથુને[4] પૃથ્વી આપી;
જે છે નોધારાનો[5] આધાર, જે છે સકળ ગુણભંડાર. ૪૩

જેણે ગણિકા તારી આપ, જોયું નહિ પુણ્ય કે પાપ;
જેણે લીધા દશ અવતાર, નહિ જન્મ મરણ સંસાર. ૪૪

જે છે મારા પ્રાણાધાર, પેલા ઉભા નટવર સાર;
કીધું નાગર જેવું રૂપ, જે છે ચૌદ ભુવનનો[6] ભૂપ. ૪૫

મદન દીક્ષિત પળિયા ત્યાંય,(જઇ) મસ્તક નામ્યું ચરણની માંય,
થયાં ચતુર્ભુજ[7] દરશન, આશ્ચર્ય પામ્યા મદન મન. ૪૬

જાણે દીક્ષિત મદન મેહેતા, ત્રીજા નૃસિંહ સમજી રેહેતા;
થયું ભકત સાથે વેવીશાળ, ટાળયો આ ભવનો જંજાળ . ૪૭

વળાવી જાન મદન જાય, અંગમાંહે ઉલટ ન માય;
ધન્ય નૃસિંહ હું ધન્ય નાગર, જેથી પામ્યો સુખસાગર. ૪૮

---

૧ પીડા. ૨ નિર્લેપ. ૩ સર્વમા. ૪ વેન રાજાનો પુત્ર, જેના નામ ઉપરથી પૃથ્વી એ નામ પાડ્યું છે. પૃથુને દેવોએ અને શંકરે પ્રસન્ન થઇ શસ્ત્ર ( આયુધ ) આપ્યા હતાં, તેથી તે બળવાન થયો અને પૃથ્વી જે તે સમયે વિષમ હતી તેને સમ કરી હતી ૫ આધાર વિનાનો. ૬ ચૌદલોક. ૭ ચાર હાથવાળા. ૮ દુઃખ.

જાન ચાલી જીર્ણગઢ જયાય, નાનાવિધ વાજીત્ર શબ્દ થાય;
નિરખે આકાશે સહુ દેવ, ધન્ય નૃસિંહ તારી સેવ. ૪૯

જાનમાહે જગજીવન ભૂપ, જેનુ અકળ[1] કહાવે સ્વરૂપ;
ભક્તિવશ જે વૈકુઠનાથ, આવ્યા જીર્ણગઢ જાન સાથ. ૫૦

### વલણ

જાન સાથે જગજીવન આવ્યા, ગોપીનાથ ગોપાળ રે;
નાગરી ન્યાતે નૃસિંહાને, કીધી દયા દીનદયાળ રે. ૫૧

## કડવુ ૪૫ મું.

### રાગ મારૂ.

જગજીવન જાને જઈ આવિયા, ભૂધરે ભક્ત પુત્ર પરણાવ્યો રે;
ભૂત વર્તમાને અને ભવિષ્યે, એવો વિવા' સ્વપ્ને ન આવ્યો રે. ૧

એકાત સ્થળે અવિનાશી આવ્યા, ભાવ્યા ઘણું નરસંઇને રે;
માગ્ય માગ્ય મોહનજી કહે છે, નાગર રત્નને હૃદે સહીને રે. ૨

જે માગે તે મેહેતાજી આપુ, ઉથાપુ[2] નહીં તારૂ વચન રે;
અચળ અવનિપર રે'જે ભાઈ, ગાઇશ ગુણ તેણે ન સ્ખલન રે. ૩

માગ્ય જે મનમા ઇચ્છા તારે, આ વારે ન કર્ય પ્રત્યાખ્યાન[4] રે;
માગ્યાના લોભે દુખિત થાય છે, જાય છે ભક્તિ ને માન રે ૪

પણ તું માગ્ય તારે ચિતા નહીં, સહી હોય કે' જગજીવન રે,
અનેક વર્ષ વહી ગયા, થયા વલિત[5] પલિત[6] મન રે. ૫

તોપણ તે મુજ પાસે ન માગ્યું, લાગ્યું તે નહિ હુને સારૂં રે[7],
ઘર મૂહિ ઘર મૂહિ[8] વામન કહે, સહે દુખને અકારૂ[9] રે. ૬

---

૧ કળી ન શકાય તેવુ ૨ ફેરવવુ—ન માનવુ ૩ સ્ખલન-પડવુ—તે ઉપરથી પડવુ નહિ એવો અર્થ ગુણ ગાઇશ એટલે ભક્તિ કરીશ તેણે કરીને તુ અવનિ-પૃથ્વી} ઉપર અચળ-કાયમ રહીશ એવો ભાવ છે ૪ પ્રત્યાખ્યાન—ખડન કરવુ તે ૫ વળી ગએલા તન મન ૬ પળિયા—ધોળા વાળ ૭ પ્રભુ કહે છે, કે ઘણાં વર્ષ વહી ગયા અને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ તોપણ તે કઇ પણ માગ્યુ નહીં એ મને સારૂં ન લાગ્યુ ૮ ઇષ્ટ હોય તે માગ—ઇચ્છા હોય તે માગ ૯ ના પસદ—અણગમતુ.

નાથને રીજવવા માટે- નમી નમી મેહેતો બોલ્યા રે;
જુગલ[1] રૂપે માયા કીધી, માટે જુગલ વર[2] માગી ભુજ જોડયા રે. ૭

એ વરદાન મુને વિઠ્ઠલ આપો, થાપોછો જ્યારે મોટો રે;
ચાકર નફર મારે ન જોઇયે, સોહે ન આડંબર[3] ખોટો રે. ૮

મોટા મંદિર વિસર્જન[4] કરો, પ્રથમ એ માગું વરદાન રે;
બીજું, આ નાગરી જ્ઞાતે, જન્મ ન આપીશ ભગવાન રે. ૯

એટલું કહી દ્વય કર જોડી, ઉભા રહ્યા ત્યાં મેહેતા રે;
કવિ કહે શ્રોતા વકતા ચેતો, જોજો ભૂલે નાગરવાડે રેહેતા રે. ૧૦

કૃષ્ણ કહે માગી માગી એજ માગ્યું, લાગ્યું સુખ તને નઠારૂં રે;
જા તારી ઇચ્છા છે તેમ થશે, જશે દુઃખ સર્વસ વળી તારૂં રે. ૧૧

ભીડ પડયે સંસારજે મુજને, તુજને નહી આવે ઉની[5] આચ રે;
નાગર સાથે નાગર થઇને, ભાગીશ હું ખુંચ ખાંચ[6] રે. ૧૨

શું કરૂં નાગરી ન્યાતે તું જનમ્યો, નહિ તો ન્યાત કરૂં નિર્મળ રે;
એવું કહીને હરજીએ ત્યા, નાગરવાડો ઉપાડયો સ્થૂળ[7] રે. ૧૩

મંદિર જઈ પર્ણકુટિઓ[8] આવી, જ્યાં જે પ્રથમ હુતી રે;
સોળ બારીની મેહેતાની આવી, ભાવી લક્ષુતા[10] જેને નુતી રે. ૧૪

પ્રથમનો સાજ સર્વે આવ્યો, ગઇ વિભૂતી[11]ને રહી વિભૂતી[12] રે;
પુત્રવધૂ પુત્રી પત્ની રહ્યાં, ગઇ કૃત્રિમ દૂત ને દૂતી રે. ૧૫

મેહેતો આનંદ્યા મનમાં અતિશે, ભલુ થયું ભાગી જંજાળ રે;
ખટરાગ[13] ગયે હવે સુખે ભજીશું, ગો[14] વશ કરી ગોપાળ રે. ૧૬

મેહેતા કહે સંતો સુણીએ, આ વિવાહ કોઇ ગાશે રે;
કુળ ઇકોતેર તેનાં તરશે, મરશે ત્યારે સ્વર્ગે જાશે રે. ૧૭

---

૧ બે બે રૂપે માયા કીધી છે માટે—દ્વૈતભાવ કર્યો છે તેથી ૨ વરદાન ૩ આ-ડંબર—ઢોંગ—ખોટો ડોળ ૪ નાશ ૫ ઉની—ગરમ. આચ—જ્વાળા ઉની આંચ—ખામી. ૬ અડચણ—તકરાર. ૭ જડ. ૮ ઝુંપડીઓ. ૯ ભવિષ્યની. ૧૦ આશા—લોભ. ૧૧ ઐશ્વર્ય. ૧૨ ભસ્મ—રાખોડી. ૧૩ ૭ પ્રકારના મોહ—પ્રીતિ—જંજાળ. ૧૪ ઈંદ્રિયો.

આ વાણી સુણી એક વિદ્વાને, જે સંસ્કૃતનો પાઠી[1] રે;
શાસ્ત્ર વિરૂદ્ધ તમે કેમ બોલો, ડાહ્યો વાણી કહી કેમ માઠી રે. ૧૮

પ્રમાણભૂત[2] પુસ્તકે લખિયું, કે જે અપભ્રંશ[3] શબ્દ બોલે રે;
ત્રણ પેઢીને નરકે નાખે, વળી સુકૃત[4] સરવે બોળે રે. ૧૯

એ વચન પર હડતાળ[5] મારો, તો કહીયે ભક્ત સાચા રે;
વગર ભણેલાને સમજાવો,(પણ)ગિરવાણી[6] પાસે ન ચાલે ખોટી વાચા રે. ૨૦

શામળશા કહે સુણો પંડિતજી, કરૂં સુમેશી[7] પ્રમાણે ખુલાસો રે;
તમારૂં વચન સાચું છે, એમ ધારી મા ફૂલાશો રે. ૨૧

પાતંજલ મહા ભાષ્યમાં[8] કે' છે, તે તો લક્ષમાં લીજે રે;
શાસ્ત્ર પ્રમાણે જો ચાલો છો, તો શાસ્ત્રનું કહ્યું કીજે રે. ૨૨

એ ગ્રંથમાં એક સ્થળે લખિયું, કે અપભ્રષ્ટ શબ્દનું પાપ જાય રે;
જેટલું પાપ અપભ્રંશ બોલ્યાથી,( તેથી) બમણું પુણ્ય શુદ્ધ શબ્દે થાય રે.૨૩

કોની પેઠે તે કહી દેખાડું, સુણીએ પંડિતરાય રે;
કુપ ખોદે તે માનુષનું, મૃતિકા વાળું ગાત્ર થાય રે. ૨૪

તે ખોદતા તેમાં જળ નિકળે, તેથી શરીર મળ ધોવાય રે;
સ્વચ્છ થાયે મળ ધોવાયે, તેમ અપભ્રંશવાળાનું પાપ જાય રે. ૨૫

શેષનો અવતાર પતંજલિ[9], તેની વાણી છે આવી રે;
તેની વાણીને અનુસરીને વરતે, એ વાક્યે અપભ્રંશ ભાવી રે. ૨૬

તમે વ્યર્થ બોલો વ્યર્થ ચાલો, વ્યર્થ કો' લાગે પાપ રે;
નિત્યની ભાષા શું ભ્રષ્ટ થયેલી, નથી બોલતા આપ રે. ૨૭

---

૧ ભણેલો. ૨ માન્ય થાય એવા. ૩ મૂળ શબ્દનું થયેલું અશુદ્ધ રૂપાન્તર–ભ્રષ્ટ થયેલો શબ્દ. ૪ સારા કૃત્ય. ૫ લહીઆ લોકો પુસ્તક લખતા વધારાના શબ્દો હડતાળની શાહી કરી છેકી નાખતા તેથી હડતાળ મારો–રદ કરો કહેવાય છે. ૬ સંસ્કૃત. ૭ ( સુમેધસ્–ઉપરથી થયો હશે–સારી બુદ્ધિ–) બુદ્ધિ ૮ પાણિનિના સૂત્ર, કાત્યાયનના વાર્તિક ઉપર વ્યાખ્યાનના રૂપમા પતંજલિ મુનિએ રચેલુ નવાન્હિક મહાભાષ્ય-સંસ્કૃત 'વ્યાકર્ણનો ગ્રંથ.' ૯ પતંજલિ–ભાષ્યકાર મુનિ–શેષ નાગનો અવતાર હતા એવી' કથા છે.

મુજ પિતા[1] સંસ્કૃત ન જાણે, એમ તમારા છે મનમાં રે;
જાણે છે તેમાં પણ ગુણ ગાયા નહિ, રખે તપો તમે તનમાં રે. ૨૮

તૃપ્ત હોયે તેને તૃપ્ત કરેથી, કહો કંઇ ફળ થાય રે;
સ્વભાષા[2] અપૂર્ણ રાખી, ધાયા તેને કોણ ધાય રે[3]. ૨૯

જો ઇચ્છા હોય તમારી, તો કો' તે વૃત્તમાં[4] શ્લોક કહીએ રે;
જેટલો શ્રમ પ્રાકૃતમાં છે, તેટલો શ્રમ સંસ્કૃતમાં ન લહીએ રે. ૩૦

શબ્દનો સાગર જેમાં ભરિયો, દરિયો મળે કોણ દુઃખી રે;
(પણ) અલ્પ શબ્દના સરોવરમાં ઝીલવું, કો' તમે કોણ સુખી રે. ૩૧

શબ્દ ન્યૂનતાએ શબ્દ પ્રયોગમાં, થોડામાં ન આવે ખૂબી રે;
પણ યુક્તિએ પદ રચેલાં જુઓ, શ્રોતા વકતા જઇએ ડૂબી રે. ૩૨

હસ્ત જોડી પંડિત ઊભા, સંશય નિવર્ત્યો[6] મારો રે;
ધન્ય શામળશા તું છે મોટો, મેદિનીમાં જોડો નહિ તારો રે. ૩૩

કવિ કે' ઇશ્વિરની સા'યવાળો, શામળ આવા સંશય ભાગે રે;
હું તો તુચ્છ કવિ કાંઇ ન જાણું, બહુ મોટા થઇ ગયા આગે રે. ૩૪

ગણ્યાં ગાંઠયાં વાકયને શબ્દો વડે, નાગર પંડિત નમાવ્યા રે;
તો એ વિષય પર ગ્રંથ ગુંથેથી, નાગર પંડિત જાત દબાવ્યા રે. ૩૫

પણ એવા ગ્રંથ રચવા વાણી નહિ, માટે શામળ થયા શાંત રે;
વિવાહ કાર્ય સંપૂર્ણ થયું, ભાગી નાગરોની ભ્રાંત રે. ૩૬

ગુર્જર દેશ ગરવો ઘણો, વીરક્ષેત્રમાંહે વાસ રે;
કૃષ્ણ સૂત કવિ પ્રેમાનંદ, કવિ હરિજનનો દાસ રે. ૩૭

---

૧ નૃસિંહ મેહેતો. ૨ પોતાની ભાષા. ૩ જેમાં ઘણાઓએ ગ્રંથો લખ્યા છે તેમાં કોણ લખે એ ભાવ. ૪ છંદમાં. ૫ શબ્દનો સાગર જેમાં ભરેલો છે ને જે દરિયા જેવી મોટી ભાષા છે તેમાં લખવામાં કંઇ દુઃખ નથી પણ થોડા શબ્દવાળી અને સરોવર ૧૫ ભાષામાં લખવું-કાવ્ય કરવું એ કઠણ છે માટે બેમાં કોણ સુખી તેનો વિચાર કરો. આગલી કડીનાં કવિએ ખુલાસો કર્યો જ છે. તે એવો કે પોતાએ સ્વભાષામાં યુક્તિવડે એવાં પદ રચ્યાં છે કે જેમાં શ્રોતા વક્તા ડુબી જાય. ૬ દુર થયો. ૭ ડુંકામાં-થોડા

સિંહસ્થની પૂરણાહુતીએ, ગ્રંથ થયો સંપૂર્ણ રે;
સંવત સત્તર ચાળીશ વર્ષે, ગોદાવરી સ્નાને થયાં અઘ ચૂર્ણ રે. ૩૮

કાવ્યચરણ મકરંદ લેવા, શ્રોતા વકતા ઇચ્છે મન રે;
પણ રામચરણ મકરંદ છે આમાં, આ રસે જશે વિઘન રે. ૩૯

વલણ.

જશે વિઘન ને સુખ થશે, ખસે કુબુદ્ધિ ભારો રે;
વસે પ્રેમાનંદ પ્રભુ મનમાંહે, (તો) હરિ સેવકથી જાય સહુ હારી રે. ૪૦

